# મેઘદૂતસાર.

(સૌંદર્ય અને ભવ્યતા નામના નિબંધ સાથે)

પ્રસિદ્ધ કર્ત્તા.

બાલુભાઈ કહાનદાસ મણિયારની

કંપની.

ઈસ્વીસન ૧૮૯૭

સંવત ૧૯૫૩

મુંબઈ

આર્ય મુદ્રાલય (છાપખાંનુ) ભૂલેશ્વર

અનંતવાડી ઘર નંબર—૧૬

(ગ્રંથ

મુલ્ય છ આના.

## સાક્ષરશ્રી હિરાલાલ ત્રિભુખણ-
## દાસ. શરાફ, બી. એ.

સંસ્કૃત સાહિત્યનું સારૂં જ્ઞાન ધરાવતા હોઈ તે સંબંધી ઉત્કૃષ્ટ વિચારો પ્રસંગ મળ્યે શ્રવણ કરાવી જેમણે મને અત્યંત ઉપકૃત કીધો છે, તેમજ સમાલોચક વગેરેમાં વિદ્વતા ભર્યા લેખો મોકલી ગુર્જરગિરાના એક કાબેલ લેખક તરીકે જેઓ માન્ય થઇ ચુકયા છે, ઉપરાંત, પોતાના આવા આવા ગુણોના પ્રભાવને વિસરી જઈ જેઓએ મારા જેવા એક અલ્પજ્ઞાન વાળાને પોતાના એક અંતરંગ મિત્રની ગણનામાં મૂકયો છે, એવા એક વિદ્વાન મિત્રને આ મારા પ્રથમ પ્રયાસરૂપ નાનકડા પુસ્તકને અર્પી હું મને કૃતાર્થ થયલો સમજું છું.

લી૰ મોહનદાશ મકનદાશ, મેહેતા.

# તખ્તેશ તવારીખ.



જેની અંદર કાઠિયાવાડ પ્રાંતનું સામાન્ય વર્ણન સઘળા દેશી રાજાઓના સ્ટેટ, તેમના વર્ગ અને અખત્યારનું વર્ણન, તથા ભાવનગર સંસ્થાનના રાજાઓની ઉત્પત્તીથી અદ્યાપી પર્યંત સુધીનો સઘળો ઐતિહાસીક હેવાલ, બીજા રાજ્યો સાથેનો સંબંધ મરહુમ મહારાજા તખ્તસીંહજીનો રાજ્ય કારોબાર અને સઘળી ઓફિસોનું લગભગ સમ્પુર્ણ વર્ણન આપવામાં આવ્યું છે.

મજકુર પુસ્તક ડિમી ચાર પેજી સાડીતેત્રીશ ફાર્મ ઉંચા સાઠ રતલી ગ્લેજ કાગળમાં સુંદર ટાઇપથી છાપવામાં આવ્યું છે. **મુલ્ય બે રૂપીઆ.**

## આર્યાવર્ત્તની અવદશા અથવા

### પડતિના કારણો.

**મુલ્ય બે આના.**

# દુઃખિયારી મુક્તા.

## યાને

## બાળલગ્નની કાંહાણી.

જેમાં હિંદુ સંસારની પૂરેપુરી વિચીત્રતા સાથે બાળલગ્નનાં માઠા પરિણામનું આબેહુબ ચિત્ર આપવામાં આવ્યું છે. જેમાં હાસ્ય અને કરૂણારસ પ્રાધાન્ય હોવાથી જનસમાજને ઘણુંજ ઉપયોગી થઇ પડશે. **મુલ્ય આઠ આના.**

## મળવાની જગ્યા.

☞ આર્ય મુદ્રાલય પ્રેસની ઓફિસ–બહારકોટ, અનંતવાડી. ડી૦ લક્ષ્મીદાસની કંપની–કોટ બ્હોરાબજારસ્ટ્રીટ. એન૦ એમ૦ કંપની–કાળબાદેવીરોડ.

# પ્રસ્તાવના.

આ અખિલ વિશ્વમાં પ્રેમ એ વસ્તુ અલૌકિક છે, અને તેની વિશુધ્ધતા એજ મનુષ્ય જીંન્દગીનું ભૂષણ છે. તેમજ નેક પ્રેમના પવિત્રમાર્ગપર પ્રયાણ કરતાં લેશ માત્ર સ્વાર્થ કે યત્કિંચિત્ પણ પરતંત્રતા હોતી નથી.

પ્રેમ વસ્તુ એવી નથી કે અમુક ચિજ કિંવા માણસની હાજરીમાંજ તે પૂર્ણ નહો જલાલી ભોગવે અને તેનો સહજ પણ વિયોગ થતાં લય પામી તેજ પ્રેમ પુનરપિ અન્ય સ્થાનપર ઝુકાવે. પરંતુ મનુષ્ય સ્થીતિને પામેલા પ્રેમવસ્તુના ખરેખરા પરખદાર ઝવેરીયો જેઓ કે ગમે તેટલાપણ વિયોગના સમયે પોતાની દ્રઢતા રંચમાત્ર પણ તજવા વિના નીતિના પંથપરથી કદિ પણ વેગળા નહીં થતાં ઓર પ્રેમના સજીવંન મુળોને જળ સિંચન રૂપ પુજ્ય ભાવથી માની લઇ તેમા વિષેશ આરૂઢ બને છે.

અર્વાચિંન સમયમાં આપણા આર્ય ભાઇયોની માનસિક સ્થીતિ કેટલાએક અંશે બદલાયેલી હોવાથી તેવા શુધ્ધ પ્રેમના ઉપદેશક તરીકેનું કાર્ય કરવામાં સફળ થઇ શકે તેવા પુસ્તકો સારી સંકલનાયુકત સરલ ભાષામાં પ્રકટ થવાની ઘણી ઘણી જરૂર છે. અને તેને માટે આપણા પૂર્વજોના સમયમાં થઇ ગયેલા આર્ય રત્ન સાક્ષાત સરસ્વતીની પ્રતિમા સમાન મહાંન શિરોમણી કવિ કાલીદાસે તેવા અનેક પુસ્તકો; શાકુંન્તલ, માલવિકાગ્નિમિત્ર; વિક્રમોર્વશી અને મેઘદૂત કાવ્ય અદિની પ્રસાદી થકિ આખી આલંમને આભારી બનાવી છે. અને એ પુસ્તકો એક સૂર્યના કિરંણોની માફક એ દૈવાત્મીક કવિના અંતરગત જીવંનની હૈયાતી તરીકે આહોરાત્રિ ચળકાટ આપે છે.

જે માંહેનું મેઘદૂત કાવ્ય જે કે એક ઘણુંજ નાનુ પણ રસીક, ઉમદા અને બોધ જનક છે. જેનુ કે ભાષાંતર

સુદર્શન નામના માસિકમાં અનુક્રમે પદ્યમાંજ આવતું હતું. તેમજ સ્વર્ગવાસી પ્રસિદ્ધ ટીકાકાર સાક્ષરશ્રી નવલરામ ભાઇનું રચેલું મેઘદૂતનું ભાષાંતર તેપણ પદ્યમાં જ છે. પરંતુ પદ્ય કરતાં આવાં પુસ્તક ગદ્યમાં બાહાર પડે તો વધારે ઉપયોગી થાય તેમ પણ માહારૂં માનવું હોવાથી તેવા આકારમા તઇયાર કરવાને મેં માહારા વિદ્યા વિલાસી મીત્ર મી૦ મોહનદાસ મકનદાસને નમ્ર સૂચના કરી હતી. જેથી તેઓએ અંતઃકરણની ખરિ લાગણી પૂર્વક અને ઘણીજ ત્વરાથી માહારા ઉદ્દેશની ત્રપ્તિ તરીકે આ મેઘદૂતસાર નામના પુસ્તકનું ગદ્યમા ભાષાંતર બનાવી આપી એક કિમતી ફરજ બજાવી છે.

આ પુસ્તકના કર્તાનો આ પ્રથમ પ્રયાસ છે. અને કદિ તેમ ન હોય તોપણ કવિ કાલિદાસ સરખા સમર્થ અને ઐશ્વર્યવાળા પુરૂષના પુસ્તકનુ ભાષાંતર પણ બરાબર થયું છે તેમ કહેવાનો કોઇ પણ માણસ અર્વાચિંન સમયમા એક પલવાર પણ ગુમાન કે ફાંકો રાખે તો તે ટકી શકતો નથી માટે વાચક વર્ગને અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરવામા આવે છે કે આ પુસ્તકના દરેએક દુષણ તેમજ પ્રૂફરીટ વાંચવાના માહારા કાર્યમા થયેલા દ્રષ્ટી દોષોને માટે પણ ક્ષમા આપવાની ઔદાર્યતાવાપરી કૃતાર્થ કરશો.

આ પુસ્તકના ઉત્તર ભાગમા સૌંદર્ય અને ભવ્યતા આનામનો નિબંધપણ માહારા તેજ મીત્રની કલમથી લખાયલો ચંદ્ર નામના ચોપાનીયાના ફાલ્ગુનમાસના અંકમાં પ્રગટ થયેલો મેં વાંચ્યો હતો. જેમા સૌંદર્યનું ખરેખરૂં તાત્પર્ય બતલાવવામા તેમણે કરેલું સમર્થન ઘણુંજ ઉત્તમ પ્રકારનુ અને મોહક હોવાથી જનસમાજના પાદપંકજમાં નિવેદન કરવા નિમિત્તેજ દાખલ કરવામાં આવ્યું છે.

મજકુર નિબંધ તેમજ મેઘદૂતસાર બન્નેનુ ભાષાંતર કરવામાટે મળેલા મરાઠી ગ્રંથના કર્તાઓનો પણ આભાર માનવામાં આવે છે.

કૃપાકાંક્ષી

**બાલુભાઈ કહાનદાસ મણિયાર.**



૬૬૧૯ [redacted]

# મેઘદૂતસાર

અથવા

# મનોરંજક કલ્પનાતરંગ.

## ભાગ પ્રથમ.

### અલકાવતીનો માર્ગ અને તેમાં આવેલાં પ્રસિદ્ધ સ્થળોનું વર્ણન.

હિમાલય પર્વતના કૈલાસ નામના એક ઊંચા શિખરપર આવેલી અલકાવતી નામની નગરીમાં યક્ષોનો રાજા કુબેર રાજ્ય કરતો હતો. તેના અનુચરોમાંનો એક યક્ષ, એક દિવસ પોતાની સ્ત્રી-સહવર્તમાન વિલાસમાં નિમગ્ન થવાને લીધે, રાજાએ સોંપેલો કાર્યભાગ બજાવવો વિસરી ગયો. તેના આ અપરાધથી કોપાયમાન થઈ કુબેરે તેને શાપ આપ્યો કે, જે સ્ત્રી સાથે લંપટ થઇ, તું આટલો મદોન્મત્ત થયો છો, તેનાથી તારો એક વર્ષપર્યંત વિયોગ થશે. આ પ્રમાણે કહીને તેણે, તેને પોતાના રાજ્યમાંથી હાંકી કાઢ્યો. આ પ્રમાણે સ્ત્રીવિયોગ કરાવનાર અત્યંતદુઃસહ શાપ થતાં, નિસ્તેજ અને ઉદાસીન થયેલો

તે યક્ષ, વિરહના દોહ્યલા દિવસો કોઈક ઠેકાણે દેશાંતરમાં જઈ કાઢવાના ઉદ્દેશથી, દક્ષિણ દેશમાં આવેલા રામગિરિ નામના પર્વતપર ગયો. તે ઠેકાણે નાનાપ્રકારનાં વૃક્ષોનાં ગાઢ વનો આવી રહ્યાં હતાં : અને તે મધ્યેથી શ્રી સીતાજીના સ્નાનથકી પવિત્ર થએલ, અને સ્વચ્છ સ્ફટિક સરખો નિર્મળ ઉદકપ્રવાહ ખળખળ વહેતો હતો. આવી પુણ્ય ભૂમીપર એક રમણીય સ્થળે એક પર્ણકુટિકા બાંધી ત્યાં, તે યક્ષ સ્ત્રીવિરહના દિવસો અત્યંત દુઃખમાં ગુજારવા લાગ્યો.

એકતો આ યક્ષ સ્વભાવે અત્યંત વિલાસી અને એશઆરામી હતો ; તેમાં વળી તેનો કાળ, સુંદર અને પ્રેમવતી સ્ત્રીના નિરંતર સહવાસમાં જતો હોવાથી, વિયોગદુઃખના વાયરા કેવા હોય તેની, તેને કદિપણ ખબર પડી નહોતી. પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. તે પ્રતિકૂળ થતાં, પોતાની વ્હાલી સ્ત્રીને છોડી વનવાસ ભોગવવાનું તેના કપાળમાં ચોંટયું. સ્ત્રીવિરહદુઃખેકરી અત્યંત પીડિત થવાથી, તે દિવસાનુદિવસ 'ઝુરવા ' લાગ્યો, અને તે વ્યથાથી એટલો તો કૃશ થઇ ગયો કે તેનાં કાંડાંમાંથી સોનાનાં કડાં સરી પડયાં. પોતાની વ્હાલી સ્ત્રીના સમાચારથી પોતે અને પોતાના સમાચારથી તે માહિતગાર થઈ શકે એવે કંઇજ માર્ગ ન રહેવાથી, તે અત્યંત દુઃખી થયો. આવી સ્થિતિમાં કેટલાએક માસ વીત્યાબાદ, આષાઢ મહિનાના આરંભમાં એક દિવસે, તે યક્ષ અરણ્યમાં ફરતો હતો તે દરમ્યાન, તે પર્વતના એક ઊંચા શિખરને વળગેલું અને પાણીથી તરબોળ એવું એક મોટું કાળું કાજળ જેવું

વાદળું તેની દ્રષ્ટિયે પડયું. તે વેળાએ સૂર્યનાં કિરણ તે વાદળાપર પડતાં હોવાથી તેનાપર રક્ત વર્ણની છટા આવી હતી, અને તે યોગે કરી, પર્વતના શિખર સાથે પોતાના તિક્ષ્ણ દંતોના પ્રહાર કરતાં સતાં, અંગપર ઉડાડેલી માટીએ કરી રક્ત વર્ણ દિસતા એકાદા મદોન્મત્ત કાળા હાથી સરખું તે દેખાતું હતું. પોતાની પ્રિય કાંતાને મળવા વિષે અત્યુત્કટ ઇચ્છા ઉત્પન્ન કરનારા તે વાદળાં તરફ અશ્રુજળથી ભરાઇ આવેલાં નેત્રોથી વારંવાર જોયાં કરતો તે યક્ષ, ઘણાજ સમય સુધી સચિંત ઉભો રહયો. સ્પષ્ટ છે કે, મેઘ દર્શન થયાં કે સુખી મનુષ્યનું અંતઃકરણ પણ સ્ત્રીસમાગમમાટે ઉતાવળું અને ચંચળ બને છે; ત્યારે દૂર અંતરપર પડેલી પ્રિય સ્ત્રીના કંઠાલિંગનને માટે તલ્પી રહેલા, અને તેના વિયોગથી વ્યથિત થયેલા તે બાપડા યક્ષની દુર્દશા વિષે પૂછવાનુંજ શું ! કેટલીએક વારે, તેણે પોતાનું અંતઃકરણ સ્થિર કર્યું, અને પોતાની પ્રિયા, વિરહના દિવસો ગમે તેમ કરી ગુજારી, જીવિતનું રક્ષણ કરે એવા હેતુથી, પોતાના કુશળ સમાચાર તેને પહોંચાડવા માટે તે વાદળાનેજ દૂત કરી મોકલવાનો તેણે નિશ્ચય કર્યો; અને આ દૂત પોતાને સુદૈવે સારો મળ્યો તેથી આનંદિત થઇ, તે વનમાં આસપાસ તુરતજ ખીલેલાં ઇંદ્રજવનાં પુષ્પ વતી તેની પૂજા કરી છે એવી ભાવના કરી, સ્વાગત પૂર્વક તેની સાથે ભાષણ કરવાનો આરંભ કર્યો. કેટલું આશ્ચર્ય કે, ધુંવાડો, અગ્નિ, પાણી, અને વાયુ, એના સંયોગથી બનેલ મેઘ ક્યાં અને ચતુર કાસીદનાજ હાથથી થવા સરખું નાજુક કામ ક્યાં! એતે બિચારાના હાથથી કેમકરી

થનાર હતું! પણ સ્રીસમાગમને માટે ઉત્સુક થએલ એવા તે યક્ષના મનમાં આ વિચારજ ક્યાંથી આવે! ખરૂંજ છે કે, કામાર્ત થએલ પુરૂષ સ્વભાવતઃજ વિચારશૂન્ય હોય છે. તેને નિર્જીવ પદાર્થ તે શું અને સજીવ પદાર્થ તે શું, બન્ને સરખાંજ! હશે.

સારાંશ, સ્રી વિયોગેકરી ઘેલા થયેલા તે યક્ષે, નિર્જીવ મેઘને પોતાનો દૂત કલ્પી, તેની સાથે ભાષણનો આરંભ આ પ્રમાણે કર્યો:—"હે મેઘ વિશ્વવિખ્યાત એવા પુષ્કરાવર્તક નામના શ્રેષ્ઠ મેઘના કુળમાં તારો જન્મ થએલો હોવાથી, તું અત્યંત કુલીન અને મહાન્ પુરૂષ છો; તેમજ ઇંદ્રનો તું મુખ્ય કારભારી હોઇ, ગમે તેવુ રૂપ ધારણ કરવાની અને ગમે તે સ્થાને સંચાર કરવાની તારામાં શક્તિ છે; આમ મને માલમ હોવાથી, દુર્દૈવેકરી, પ્રિય સ્રીના સહવાસથી વેગળો પડેલો એવો હું, તારી પાસે યાચના કરવા આવ્યો છું; કારણકે, મોટા પુરૂષો એમ કહે છે કે યાચના કરવાની જરૂર પડે તો, તે ગુણીજન પાસેજ કરવી. ત્યાં કદિ તે નિષ્ફળ થાય તોએ ગનીમત; પરંતુ સફળ થાય એવી યાચના પણ, અધમ પુરૂષ પાસે જીવ જતાંએ કરવી નહિ. માટે હે મહાનુભાવ! હું તારી પ્રાર્થના કરૂં છું, તે કૃપા કરી સાંભળી લે, અને પછી યોગ્ય લાગે તો મારા મનોરથ પૂર્ણ કરજે. તું જ્યારે, સંતપ્ત થએલ જનોને જીવન દેનાર છો અને હું કુબેરના ક્રોધાનળ અને તજ્જન્ય પ્રિયાવિરહતાપથકી દગ્ધ થએલછું; ત્યારે મારો સંદેશો, તે મારી પ્રિયાને કહેવા માટે, અને પાછા આવી તેના સમાચારથી મને વિદિત કરવા માટે, યક્ષની રાજધાની જે અલકાવતી-

નગરી, ત્યાં તારે એક ફેરો મારી આવવો પડશેજ, તે નગરીની શોભા શી વર્ણવવી! તેના બાહ્યપ્રદેશ મધ્યે નિવાસ કરનારા એવા શ્રી શંકરના મસ્તક પરની ચંદ્રકલાના પ્રકાશથી ત્યાંનાં મંદિરો સદા સર્વકાળ ક્રાંતિમાન્ થએલાં હોય છે.

મિત્ર મેઘ! હવે માર્ગમાં શા શા ચમત્કારો તારી દ્રષ્ટિયે પડશે, અને કયે માર્ગે તારે જવું પડશે, તેનું વર્ણન કરૂં છું, તે લક્ષપૂર્વક શ્રવણ કર. તારો માર્ગ ઉત્તર દિશા તરફ છે. વાયુપર આરોહણ કરી, તું, તે માર્ગે જવા લાગીશ કે જેના પતિ પ્રવાસે ગએલ હશે એવી સ્ત્રીઓ, માથું ન ઓળવાથી, જથર પથર થઇ મુખપર આવેલા કેશને પછવાડે કરી, તારાં દર્શન કરવા મંડી જશે; કારણ કે, તારાં દર્શન થયાં કે પોતાના પતિ અવશ્ય ઘેર આવશે એવું અનુમાન પૂર્વાનુભવ પરથી તેઓ કરશે, અને તેઓની તે કલ્પના ખરી પડયા સિવાય રહેશે નહિં, કારણ જેનું જીવન પરાધિન છે, એવા મજ સરખા ભાગ્યહીન પુરૂષ સિવાય બીજો કયો પુરૂષ, વિરહવ્યથિત થએલી પોતાની પ્રિય સ્ત્રીને તારા આગમનકાળે મળ્યા સિવાય રહે! કોઇજ નહિ, હશે. આગળ ચાલતાં તને ઉત્તમશકુન થશે, તે કયા કયા તે સાંભળ. તારે જવું છે તે દિશાએ વાનારો વાયુ, હળુ હળુ તને વહન કરતો હશે તે દરમ્યાન, તૃષાથી જીવ કાચબી મારીજવા છતાં પણ, તારા સિવાય બીજાના હસ્તથી ઉદકપ્રાશન ન કરવાનું અભિમાન રાખનાર ચાતક પક્ષી, ડાબા ઉતરી, મધુર ગાયનેકરી તને સંતુષ્ટ કરશે. તેજ પ્રમાણે તારૂં સુંદર રૂપ જોઇ, ગર્ભધારણનો સમય પ્રા-

પ્ત થયો એમ સમજી આનંદિત થતી બગલીઓનું વૃંદ, ઊંચે આકાશમાં ઉડી, નિઃસંશય તને મળવા આવશે. તેને મળીલીધા બાદ, તરતજ મારી પ્રાણપ્યારી પતિવ્રતા સ્ત્રીને મળવાને જજે. મારૂં મળવું ક્યારે થશે, એવી આશા ધરી ભારે કષ્ટે કરી પ્રાણ ધારણ કરનારી તે તારી ભોજાઇ, વિરહના દિવસ ગણુતી બેઠેલી તારી દ્રષ્ટિયે પડશે. આવે સમયે આશાનોજ કંઇક તેને જેવો તેવો અધાર છે. અબળાજનોનાં હૃદય કહ્યાં, કે તે સ્વભાવતઃજ પુષ્પસમાન અત્યંત નાજુકજ હોય; તેમાં વળી પતિવિયોગ કાળે તો, તે ક્યારે નષ્ટ થશે, એનું કંઇ કહેવાયજ નહિ. આવે પ્રસંગે, આશાજ કંઇક તેનુ સંરક્ષણ કરનાર હોઇ, હું તને વિનવું છું કે, તેની પાસે મારો સંદેશો લઇજવામાં હવે વિલંબ ન કર. રસ્તામાં જતાં જતાં, તને સાથી કોણ મળશે તે કહું છું; સાંભળ. પૃથ્વીપર જ્યાં ત્યાં વિપુલ ધાન્ય પાકવાથી લીલાલહેર થઇ રહેશે એવી સૂચના કરનારી, તારી કર્ણમધુર ગર્જના શ્રવણ કરતાંજ રાજહંસ પક્ષી માનસરોવરપર જવા માટે ઉત્સુક બની, ભત્તાને માટે કમળનાં કુમળાં કુમળાં પાનો સાથે લઇલઇ, ઠેઠ કૈલાસપર્વત પર્યંત તારી સાથેજ આવશે. માટે હવે, નિકળવાની તૈયારી જલદી કર; અને જતાં જતાં, સકળ જનોને વંદ્ય એવા શ્રી રામચંદ્રના ચરણસ્પર્શથી પવિત્ર થએલ એવા આ મહાન પર્વતને પ્રથમ આલિંગન દે; કારણ, પ્રત્યેક વર્ષકાળે એને ભેટતાં વેતજ ભવિષ્યમાં થનાર વિયોગદુઃખનો માર્યો, તું અશ્રુ ગાળવા લાગે છે, તે ઉપરથી, તારો અને એનો અત્યંત સ્નેહ છે, એમ સ્પષ્ટ દેખાય છે.

હે મિત્ર ! જતાંજતાં માર્ગમાં અત્યંત શ્રમ લાગવાથી તું ક્ષીણ અને પરિણામે કૃશ પણ થઇજઇશ; એ માટે કયા કયા પર્વતોપર મુકામ કરવાથી, તેમાંથી વહેતી કઇ કઇ નદીઓનાં પથ્યકારક પાણી, પ્રાશન કરવા સારૂ તને મળશે, તે પ્રથમ સાંભળી લે; પછી મારી પ્રિયાને કહેવરાવાનો કુશળમય સંદેશો તને હું કહીશ. પહેલાંપ્રથમ જે ઠેકાણે લીલાં રસભરિત નેતરનાં ઝાડો પુષ્કળ ઉગેલાં છે, એવા આ સ્થળથી ઉત્તરાભિમુખ થઇ, દિગ્ગજોની પ્રચંડ શુંઢોમાંથી નીકળતા ફુત્કારોને ન લેખવતાં, તું આકાશમાર્ગે પ્રયાણ કરજે. તારૂં તે ઉત્સાહયુક્ત ગમન જોઇ, સિધ્ધોની ભોળીભાળી સ્ત્રીઓ, તારી તરફ દ્રષ્ટિ ઉંચી કરી, ‘ અહો આ કેટલું આશ્ચર્ય ! પર્વતના આ શિખરને, વાયુ ઉઠાવી લઈ જાય છે કે શું, કોણ જાણે !’ આમ ભયભીત થઇ બોલવા લાગશે. આ જો, તારી પાછળ ઇંદ્ર ધનુષ્ કેવું પ્રસરી રહ્યુંછ તે ! વિવિધ રંગનાં રત્નોની કાંતિ એકત્ર થવાથી જેવી શોભા દ્રષ્ટિએ પડે, તેવીજ, આ મેઘ ધનુષ્‌ની શોભા દ્રષ્ટિયે પડે છે, અને તે યોગે કરી, તારા નીલવર્ણ શરીરને કંઇ વિચિત્ર શોભા પ્રાપ્ત થવાથી, ગોવાળીઆનો વેશ ધારણ કરી, ચમકતાં મયૂરપીછનો મુકુટ ધારણ કરનાર એવા તે મેઘઃશ્યામ શ્રીકૃષ્ણના જેવોજ શોભાયમાન તુ દેખાય છે; એમાં કંઇજ સંશય નથી. મિત્ર મેઘ ! આગળ જતાં, ક્ષેત્રો પકવી ચૉદિશાએ સારો પાક ઉતારવો એ તારા સ્વાધીનમાં છે, એમ જાણી ભ્રૂવિલાસવિષયમાં અનભિજ્ઞ, અર્થાત્ સાદી ભોળી, ખેડુત લોકોની સ્ત્રીઓ, પ્રેમથી આર્દ્ર થએલ નયને, અત્યંત ઉત્સુકતાથી,

તારી તરફ નિહાળવા લાગશે; એ માટે પર્વતપરના સપાટ પ્રદેશમાંનાં ખેડેલાં ક્ષેત્રોપર થોડીક વૃષ્ટિ કરી, તેને અધિક સુવાસિક કરજે; અને પછી ઉત્તર દિશાના માર્ગે ધીમે ધીમે ગમન કરજે. આગળ જતાં, ઉંચા શિખરોથી શોભી રહેલો છે, જે, એવો આમ્રકૂટ નામનો પર્વત આવશે. તેનાપર સળગી ઉઠેલા દાવાનળને, તું, જળવર્ષાવ કરી શાંત કરીશ એટલે તે પર્વત, વાટ કાપતાં કાપતાં થાકી ગયેલો જોઇ, તને શ્રમ નિવારણાર્થે પોતાના મસ્તકપર ધારણ કરશે; કારણ, મનુષ્ય ગમે તેટલો કૃપણ હોણ હોય તોપણ, જ્યારે તેનો મિત્ર, તેના ઉપર પ્રથમ ઉપકાર કરી, પછી તેની પાસે આશ્રય માગવા જાય ત્યારે તેનાથી ના પાડી શકાયજ નહિ આવો જગત્‌નો વ્યવહાર છે; 'તો, આ તો મહાન્ પર્વત છે; એટલે તારા સંબંધમાં તે કૃતઘ્ન કેમ થાય વારૂ? તુને તે પોતાના મસ્તકપર ધારણ કરશે એટલે, ખુબી એ થશે કે, ત્યાંનો આજુબાજુનો સર્વ પ્રદેશ આમ્ર વૃક્ષનાં પાકેલાં ફળોથી આચ્છાદિત થએલો હોવાથી, તે પર્વત આસપાસ પીતવર્ણ અને મધ્યે ભાગે નીલવર્ણ દેખાશે; અને તેથી કરી દેવોને અને તેમની સ્ત્રીઓને આતે ભૂદેવીનું સ્તનજ છે કે શું ! એવી શંકા થવાથી તે દેવદંપતીઓ તેના તરફ સાનંદાશ્ચર્યથી જોઇ રહેશે.

હે મેઘ ! અરણ્યવાસી જનોની સ્ત્રીઓ જે મધ્યે, સુખની અંદર વાસ કરે છે, એવાં સેંકડો લતાગૃહો, જેના ઉપર તારી દ્રષ્ટિયે પડશે, એવા તે આમ્રકૂટ પર્વત પર અલ્પ સમય વિશ્રાંતિ લઇ જળવૃષ્ટિ કર્યા બાદ તારૂં શરીર હલકું થશે, અને તેથી શીઘ્ર ગતિયે આગલ વધવાનું

તને કઠણ. પડશે નહિ. વળી આગળ થોડાએક માર્ગ કાપ્યા બાદ વિંધ્ય પર્વત આવશે, જેના શિખરથી તે તળેટી સુધીના ખડકાળ પ્રદેશમાં, સેંકડો પ્રવાહથી વહેતી નર્મદાનદી તારી દ્રષ્ટિયે પડશે. આ તેના પ્રવાહનું અવલોકન કરતાં એકાદા હ્રષ્ટપુષ્ટ હાથીના અંગપર, ચિત્રવિચિત્ર રંગના જાણે કંઇ પુટાજં કાઢેલા છે એવો તને ભાસ થશે. વૃષ્ટિ કરવાથી તારૂં ઉદર ખાલી થશે; એટલે વનગજોનાં ગંડ સ્થળપરનાં દાનોદકેકરી સુવાસિક બનેલ, અને જાંબુડાંનાં મોટાં મોટાં વૃક્ષોએ જેનો વેગ રોકયો છે એવું તે નર્મદાનું સ્વચ્છ ઉદક પેટ ભરી પ્રાશન કરજે. પાણી પી તું વજનદાર થઇશ એટલે વાયુથી તને જયાં આવે ત્યાં ઘસડી લઇ જવાશે નહિં; કારણ, જગતની અંદર રીતજ એવી છે કે જયાં પોલું ભાળ્યું તાં કોણીએ પણ ખોદવું; અર્થાત હલકાની પાયમાલી મરજીમાં આવે તે કરી શકે; પણ વજનદારની વાટે કોઇથીએ જવાતું નથી.

ત્યાંથી આગળ ગયો કે, જેના ગર્ભમાંથી લીલા, આસમાની, કાળા, અને રાતા, એવા નાના પ્રકારના રંગના પરાગો અરધા બહાર નીકળી આવેલા છે, એવાં કદંબનાં વૃક્ષોનાં ફુલો નિહાળતાં નિહાળતાં, નદીને કાંઠે કાંઠે સહજજ ફાલેલી રાનીકેળનાં કુમળાં પાનનું ભક્ષણ કરતાં કરતાં, અને ખેતરની જમીનમાંથી, ખેડવાને લીધે, છુટેલો વિશેષ પ્રકારનો સુગંધ ગ્રહણ કરતાં કરતાં હાથી, હરણ, ઇત્યાદિ વનપશુ; તેમજ ચાતકપક્ષી અને ભ્રમર, આ સર્વે તું તે માર્ગે ગયો હોઇશ એવો તર્ક કરશે. મિત્ર મેઘ! તું રસ્તે જતો હોઇશ તે દરમ્યાન, વળી બીજો એક ચમત્કાર બની

આવશે, તે એકે, તારી અંદરથી ગળતાં ઉદકબિંદુ ભારે ચતુરાઈથી અધ્ધરને અધ્ધર પોતાના મુખમાં ઝીલી લેનારાં ચાતક પક્ષી તરફ નજર કરતાં, અને અંતરિક્ષમાં ઉડતી બગલીઓની રાંગોનીરાંગો ગણતાં, સ્વર્ગ લોકમાં વાસ કરનારા એવા, દેવાદિકને અત્યંત કૌતુક લાગશે. એટલામાં તારી ગર્જના કાને પડતાંજ ભયભીત થઈ જઇ, તેઓની સ્ત્રીઓ, ભારે ધમચકડી સાથે, પોતપોતાના પતિના કંઠ સાથે, અત્યંત ઉત્કંઠાથી વળગી પડશે; અને આવા પ્રકારનો આલિંગનનો લાભ તારા પ્રસાદથીજ તેઓને મળ્યો હોવાથી, તે દેવાદિક તારાપર સંતુષ્ટ થઇ તારો ઉપકાર માનશે. મારૂં કાર્ય કરવા માટે જલદી જવાની તારી ઇચ્છા છે ખરી; પણ વાટમાં, ઠેકઠેકાણે અનેક ચમત્કાર દ્રષ્ટિયે પડવાથી તું ખોટી થઇ પડીશ એવી મને ભીતિ રહે છે. ઉંચાં શિખરોથી વિરાજમાન થએલ પ્રત્યેક પર્વતપર ફાલેલાં ઇંદ્રજવનાં વૃક્ષોનાં, અને તારાં દર્શનથી જેનાં નયનમાંથી આનંદાશ્રુ વહી રહયાં છે એવાં તને મળવા માટે સામાં આવતાં મયૂર પક્ષીનાં દર્શનમાં તું રમમાણ થઈ રહીશ; પણ જોજે મિત્ર, એવું કરીશ નહિ. મયૂરપક્ષીના કર્ણમધુર કેકારવથીજ તારો પૂર્ણ આદરસત્કાર થયો માની, યોજેલા કાર્ય માટે, ગમે તેમ કરી ત્વરાથી જવાનો પ્રયત્ન કરજે.

મિત્ર જલદા આગળ જતાં દશાર્ણ નામનો દેશ આવશે, જેના બહારના ભાગમાં આવેલાં અનેક ઉપવનોમાં વાડની અંદર ઉગાડવામાં આવેલાં કેતકીનાં ઝાડો આ સમયે પ્રફુલ્લિત થયાં હોવાથી, ચારે તરફ તેની સુગંધનો

મગમગાટ છુટી રહેશે, અને તે સકળ પ્રદેશ પીળોપીળો થઇ રહેલ દેખાશે, ગામડાંગોઠડાંનાં ઝાડમાત્ર, કાગડા, ચકલાં ઇત્યાદિ નાના પ્રકારનાં ગ્રામપક્ષીના માળાથી ભરાઇ ગએલાં, તારી દ્રષ્ટિયે પડશે. તેમજ જાંબુડાંનાં વનો, પાકેલાં જાંબુડાંથી ઉભરાઇ જતાં હોવાથી, નીલવર્ણ બની અત્યંત રમણીય દેખાશે. આ સમયે રાજહંસ પક્ષીનું રહેવું તે પ્રદેશમાં ઝાઝા દિવસ થશે નહિ; કારણ કે, તને જોતાંવેતજ તે માનસરોવર જવાની તૈયારી કરવા મંડશે. તે દશાર્ણ દેશની રાજધાનીનું શહેર, વિદિશા નામની એક પ્રસિદ્ધ નગરી છે, જે વેત્રવતી નામની નદીના તીર પર વસેલી છે. તે નદીપર જઇ, ગર્જના કરી તેના સ્વચ્છ અને મધુર ઉદકનું તું યથેચ્છ પાન કરીશ એટલે, ખુબી એ થશે કે, તેના પૃષ્ટ ભાગપર ઉછળતી લહેરો, એજ જાણે તેના ભ્રૂભંગ, અને તારી ગર્જનાથી ઉલ્લસિત થએલ ઉદક, એજ જાણે તેના અધરોષ્ઠ સ્થાને રહેલ અમૃત, એવી નદીરૂપ સુંદર વિલાસિની સ્ત્રીના મુખનું ચુંબન કર્યા જેવું થવાથી, તારા કામુકત્વનું પૂર્ણ ફળ તને પ્રાપ્ત થશે. આજ નગરીના સમીપ ભાગપર નીચ નામનો એક નાનકડો પર્વત છે. આ સમયે તે પર્વતપર ઠેકઠેકાણે કદંબવૃક્ષ પ્રફુલ્લિત થયેલાં હોવાથી, ઘણે દિવસે મિત્ર મિલનનો લાભ થયો હોવાથીજ જાણે આનંદ આનંદ થઇ, રોમાંચિત થયો હોય, એમ તે શોભી રહેશે. તે પર્વતની ગુહાઅંદર વારયોષિતા, પ્રિયકર અને તરૂણ એવા નાકારિક જનો સાથે, યથેચ્છ ક્રીડા કરતી તારા જોવામાં આવી, આ તેમના ભરયૌવનના વિલાસનાં દર્શનથી, તને ઠીક મઝા પડશે

આ પ્રમાણે વિશ્રાંતિ લઇ આગળ ચાલતાં, તે વત્રવતીને કાંઠે કાંઠે આવેલા પુષ્કળ બાગ બગીચા તારી દ્રષ્ટિયે પડશે, જેની અંદર જાઇ, જુઈ, મોગરા, માલતી, ઈત્યાદિ પુષ્પ લતાના સુંદર મંડપો અને ઇતર સુવાસિક ફુલઝાડોના સમૂહો ઠેકડેકાણે આવી રહેલા તારી દ્રષ્ટિયે પડતાં, તુરતજ પ્રાશન કરેલા ઉદકનું તેનાપર સિંચન કરી, તેને પ્રફુલ્લિત કરજે. સૂર્યના તાપથી જેના ગાલપર સ્વેદબિંદુ જામી ગએલ છે, અને તે વારંવાર લુછી લુછી જે અંતે ત્રાસી ગઇ છે, તેમજ જેમણે શોભા માટે કાનમાં પેહેરેલાં કમળપુષ્પો કરમાઈ ગયાં છે, એવી, માળીઓની સ્ત્રીઓ, ઠેકઠેકાણે તે બાગની અંદર ફુલો વીણુતી, તને દ્રષ્ટિગોચર થતાં, તેમનાપર ક્ષણભર છાયા કરી, તેમના શ્રમનો પરિહાર કરજે.

હે જળધર ! આગળ, ઉત્તર દિશા તરફ ગમન કરીશ એટલે ઉજ્જયની નામની સુંદર નગરી એક બાજુએ રહી જશે; પણ તે જોવા જેવી હોવાથી, થોડો ઘણો ચક્રાવો ખાવો પડે તો પણ ત્યાં જઇ, તે નગરીનાં, ગગનચુમ્બિ માળો અને અગાશીવાળાં રમ્ય મંદિરો જોયા વિના રહેતો નહિ. ત્યાં, વિદ્યુલ્લતાના ચમકવાથી દીપીરહેલ, અને પરિણામે ચંચળ બનેલ એવા, નાગરિક સ્ત્રીના નેત્ર કટાક્ષથી ચળાયમાન થઇ થોડો વખત તું ત્યાં મુકામ નહિ કર તો ભાઇ, પાછળથી તને ખચિતજ પશ્ચાતાપ થશે; કારણ કે, જન્મ પામીને આવા પ્રકારના નેત્ર સુખનો ઉપભોગ જો પુરૂષે લીધો નહિ તો પછી તેનો જન્મ બસ નિષ્ફળજ. ત્યાં જતાં નિર્વિંધ્યા નામની એક નદી આવશે. તેના કિનારાપર

માર્ગનો ભુલે ચુકે પણ, તે સમયે અવરોધ કરતો નહિ; અને જો કરીશ તો, અંધકાર થઈ જવાથી તેઓની કાર્યસિદ્ધિમાં અંતરાઇ આવી, તે બિચારાના મનના મનોરથ મનમાંજ રહી જશે. સૂર્ય પણ, તે વખતે, કમલિનીના કમળમુખપર સંચિત થએલ હિમકણરૂપી અશ્રુને પોતાના કરવતી દૂર કરવાના ઈરાદાથી ક્ષિતિજપર આવશે. ખબરદાર ! જો તે વખતે તેની આડો આવ્યોછ તો ! અને આવ્યો તો, પ્રિય સ્ત્રી સાથના તેના આલિંગનમાં વિઘ્ન નાખ્યા બાબત તેના દૂષને પાત્ર થઇ પડીશ. આગળ જતાં ગંભિરા નામની નદી આવશે પ્રિયકર સ્ત્રીના પ્રસન્ન અભ્યંતર પ્રમાણે, તે નદીના નિર્મળ ઉદક રૂપ અભ્યંતરમાં તારી સ્વતઃ સુંદર મૂર્તિનું પ્રતિબિંબ પડતાં, તને તે પ્રતિબિંબ રૂપે પોતાના હૃદયમાં ભરી–કેદ કરી--રાખશે, એ ખરેખર તારૂં મહદ્ ભાગ્યજ સમજજે. જલપૃષ્ઠપર ત્વરિત ગતિથી છલંગો મારતાં એવા તે નદીનાં મત્સ્યોનાં ચમકતાં અને નીલવર્ણ ઉદરો તારી દ્રષ્ટિયે પડતાં, તે જાણે ચંદ્રવિકાસી કમલ સમાન શ્વેત અને સ્વચ્છ નેત્ર કટાક્ષજ ન હોય એવો તને ભાસ થશે. આ નેત્ર કટાક્ષ જ્યારે તારાપર તે સપ્રેમ છોડવા માંડે ત્યારે તેની સાર્થકતા કર્યા સિવાય રહેતો નહિ ; અર્થાત્ તેની શ્રૃંગાર ચેષ્ટા અવલોકન કરવા સાથે તેનો કંઇક વિનોદ પણ કરી તેને સંતોષ પમાડજે. હવે વિનોદ કેવી રીતે કરવો એ જો તું પૂછતો હોય તો કહુંછું ; સાંભળ. તે નદી તરફ વિલાસિની સ્ત્રીની ભાવના કરી જોતાં, તેનાં ઉદકરૂપ કાળાં વસ્ત્રો તેના નિતંબ ભાગપરથી સરી પડેલાં

હોવાથી, તે ભાગ ઉઘાડો પડેલો તારી દ્રષ્ટિયે પડશે. આવા સંજોગમાં તેનાં તે વસ્ત્રનું તું ત્વરાથી હરણ કરી લેજે; પછી જો જે કેવો રંગ જામેછ તે! પણ ભાઇ, આવી શ્રૃંગારચેષ્ટામાં ગુંથાયો એટલે, તે સ્થળ છોડી આગળ જવું એ તને માથું કપાયા જેવું થયાથી મારા કાર્યનું કદાચિત્ વિસ્મરણ પણ થઇ જશે; કારણકે સ્પષ્ટજ છે કે, શૃંગારસની લહેજતજેણે ચાખી છે એવો કયો સુખા પુરૂષ વિલાસીની સ્ત્રીનો ત્યાગ કરે? કોઇજ નહિ. હશે. કહેવાનું એટલુંજ કે, ગમે તેમકરી ત્યાંથી તારો પગ છુટો કરજે, અને જતાં જતાં એકવાર વૃષ્ટિ કરજે; એટલે ગ્રીષ્મઋતુ મધ્યે ધિખી રહેલી ધરામાંથી સુગંધયુકત બાષ્પ છુટી રહેતાં, જાણે પોતાના બફાઇ રહેલા દેહ પર જળસિંચનેકરી શાંતિ થવાને લીધે, તે આનંદના ઉદ્દગારજ બહાર કાઢતી ન હોય એવો ભાસ થશે! આવા બાષ્પના મિશ્રણથી સુવાસિક થયેલ, અને રાની હાથીઓ પોતાનાં શુંઢાગ્રેકરી જેનો સુવાસ લેવાથી આનંદિત થાય છે એવો, તેમજ રાનની અંદર ઉગેલાં ઉંમરાનાં વૃક્ષોનાં ફળો જેનો સ્પર્ષ થવાથી પાકે છે એવો ત્યાંનો શીતળ વાયુ તને દેવગિરિ નામના પર્વત તરફ હળુહળુ લઇ જશે. આ પર્વત અત્યંત પ્રસિદ્ધ અને રમણીય હોવાથી, ત્યાં જઇ તેને જોવાની ઇચ્છા તને થયાવિના રહેશે નહિ.

તે દેવગિરિ પર્વતપર ભાવિક જનોને અત્યંત પૂજ્ય એવા, શ્રી શંકરના પુત્ર કાર્તિકસ્વામી નિરંતર વાસ કરે છે. હવે, તારા અંગમાં ગમે તેવું રૂપ ધારણ કરવાનું સામર્થ્ય છે; માટે તું તારા દેહને પુષ્પમય કરજે, અને ભા-

ગીરથીના પવિત્ર ઉદકથી ભીંજાએલાં તે પુષ્પોની તેમના પર વૃષ્ટિ કરી તેમને સંતુષ્ટ કરજે; કારણ, કાર્તિકસ્વામી એ કંઇ સામાન્ય દૈવત નથી; ત્યારે, ઇંદ્રના સૈન્યનું સંરક્ષણ કરી તેનું સેનાપતિત્વ સ્વીકારવા માટે, શ્રી શંકરે જેમનું અગ્નિમુખમાં સ્થાપન કર્યું છે એવા, અને સાક્ષાત્ સૂર્યને પણ લજવે એવા તે અત્યુજ્જવલ તેજમૂર્તિજ છે. તે દેવનું વાહન જે મયૂર પક્ષી, તેનાં નેત્રની અંદરની અર્ધચંદ્રકાર કોરો, શિવમસ્તકપરના ચંદ્રની કાંતિયેકરી દીપ્તિમાન્ થએલ છે; અને તેના તેજઃપુંજ પિચ્છને, શ્રી પાર્વતી પુત્રસ્નેહને લીધે, અત્યંત કૌતુક સાથે પોતાના કર્ણમાં કમળ દાખલ ધારણ કરે છે. આ અને આવા અનેક ચમત્કાર ત્યાં જોઈ લીધાબાદ જતાં જતાં, જેનો અવાજ પર્વતગુહાની અંદર ઘુમવાથી અત્યંત ગંભીર બને છે એવી તારી ગર્જના શરૂ કરી, તે અગ્નિપુત્ર કાર્તિકસ્વામીના મયૂરને થૈઇ થૈઈ નચવીજજે. આ પ્રમાણે તે દેવની આરાધના કર્યાબાદ, આગળ ઉત્તર તરફ જવા લાગીશ એટલે દેવોના ગવૈયા જે સિધ્ધગાંધર્વાદિક, તેમનાં જુગલ જોડલાં, વિણાના તારો રખેને તારી વૃષ્ટિથી ભીંજાઇ વાગતા બંધ પડી જાય એવી ભીતિથી તારી વાટ છોડી એકકોરે થઇ જશે, એ લક્ષમાં રાખી આગળ માર્ગક્રમણ કરજે. થોડેક અંતરે ગયા બાદ, રંતિદેવ રાજાએ યજ્ઞ મધ્યે કરેલા પશુવધથી ઉત્પન્ન થએલ રક્ત પ્રવાહ રૂપે, તે રાજાની સાક્ષાત્ કીર્તિજ જાણે તે ઠેકાણે વાસ કરી રહી ન હોય, એવી ચર્મણ્વતી નામની એક અનુપમ નદી તારી દ્રષ્ટિયે પડશે! એ માટે, આવી સ્મારક

અને પવિત્ર નદીનાં દર્શન કરી, તેના અત્યંત 'સન્માનાર્થે ત્યાં અલ્પ સમય વાસ કરજે. શ્રીકૃષ્ણની શરીરકાંતિ સમાન નીલવર્ણ દિસનારો એવો તું જ્યારે ઉદક પ્રાશન કરવા અર્થે તે નદીની સમીપ જઇશ એટલે, આકાશમાં રહેનારા દેવગંધર્વાદિક તારી તરફ આશ્ચર્ય સહિત નીરખી રહેશે; હવે આ સમયે તે નદીનો પ્રવાહ મોટો હોવા છતાં અતિશય અંતરને લીધે નાનકડો જણાશે, અને તેથી કરી, તે ભૂદેવીના કંઠ અંદરનો એક અત્યુત્તમ મોતીનો હારજ છે એમ લાગતાં, તું તે હારના મધ્યભાગે પરોવેલો એક મોટો ઇંદ્રનીલમણીજછો એવી તેમને ભ્રાંતિ થશે. તે નદી વટાવી એટલે રંતિદેવ રાજાની રાજધાની જે દશપુર નગર તે તારા રસ્તામાં આવશે. ત્યાંની સ્ત્રીઓ પોતાના નેત્રોની પાંપણો ઉંચી કરી, તારા તરફ સાભિલાષ દ્રષ્ટિયે નીરખી રહેશે. જેની અંદર કંઇક શ્વેત, કંઇક સ્યામ, અને કંઇક રક્ત એવો રંગ ઝળકી રહ્યો છે એવી તેઓની ચંચળ ચક્ષુના 'ચાળા, મંદ વાયુની લહરીથી ડોલી રહેલ કુંદપુષ્પપર બેઠેલી ભ્રમરપંક્તિ સમાંન સુંદર દેખાશે; એ માટે તેમને તેઓનાં નયનો તૃપ્ત થાય ત્યાં સુધી, તે સાભિલાષ કટાક્ષે કરી તારા તરફ નિહાળી રહેવા દેજે; અને પછી આગળ પ્રયાણ કરજે.

આગળ જતાં બ્રહ્માવર્તનામનો દેશ મધ્યે આવશે. તે દેશપર તારા શરીરની છાયા પાડી આગળ ગમન કરીશ એટલે, જ્યાં કૌરવપાંડવોનું યુદ્ધ પ્રાચીનકાળે થયું હોવાનાં પુષ્કળ ચિન્હો અદ્યાપિપર્યંત દ્રષ્ટિગોચર થાય છે, અને જે ઠેકાણે ગાંડીવધનુર્ધારી અર્જુને રણાંગણમાં શત્રુ સ-

ન્મુખ ઉભા રહી, તું પર્જન્યવૃષ્ટિયેકરી કમળોને જેની રીતે શેળી નાંખે છે તેવી રીતે અસંખ્ય તીક્ષ્ણ બાણોનો વર્ષાવ કરી વિપક્ષીય રાજાના શિરકમળોને રોળી નાખ્યાં હતાં, એવું કુરૂક્ષેત્ર નામનું પ્રખ્યાત સ્થળ તારી દ્રષ્ટિયે પડશે. ત્યાં મુકામ કરી, હે સત્પુરૂષ ! શ્રીકૃષ્ણના જ્યેષ્ઠ ભ્રાતા એવા હલાયુધ બલરામ, બન્ને પક્ષને એક આંખે જોતાં હોવાથી, કોઇને પણ સહાય ન કરતાં, બંધુપ્રીતિયેકરી ઉદાસીન રહી, જેની અંદર રેવતીજીનાં નયનનાં પ્રતિબિંબ પડતાં હતાં એવા નિર્મળ અને મધુર મદ્યનો ત્યાગ કરી, જેને તીરે વાસ કરતા હવા, તે સરસ્વતી નદીનું સેવન કરજે; આથી થશે એકે, તારૂં બાહ્યઅંગતો કાળું છે તે છે; પરંતુ, તારૂં અંતરંગ, તીર્થના સેવને કરી શુભ્રશ્વેત થશે, ત્યાંથી આગળ જતાં કનખલ નામનું તીર્થ આવશે, જેને ગંગાદ્વાર પણ કહે છે. તેને વંદન કર્યા બાદ, હિમાલય પર્વતમાંથી નીકળેલી, અને સગરરાજાના પુત્રનો ઉદ્ધાર કરી તેને સ્વર્ગમાં લઇ જવામાં સાધનભૂત થએલી, એવી જન્હુકન્યા જે ભાગીર્થી; તેના તટ તરફ તું ગમન કરીશ એટલે પાર્વતીના લલાટપર ( સાપત્નભાવથી ) વળેલી કરકોચલીને તુચ્છગણી, પોતાના શુભ્ર ફીણથી જાણે તે હસતી ન હોય, અને પોતાના લહરીરૂપહસ્તેકરી શિવના મસ્તકપરના ચંદ્રને ગ્રહી તેની જટાને લડાકપણાથી જાણે ખેંચતી ન હોય એવો તને ભાસ થશે. વળી ઇંદ્રના ઐરાવતની પેઠે, આકાશમાંથી તારા શરીરના અગ્રભાગને નીચો નમાવી, તે ભાગીરથીનું સ્વચ્છ સ્ફટિક સમાન શુભ્ર ઉદક પ્રાશન કરવાની જો તું ઇચ્છા કરીશ તો, તેના ઉદર-

માં પ્રતિબિંબિત થનારી તારી નીલવર્ણ છાયાને લીધે, તેનો યમુના નદી સાથે નવેજ ઠેકાણે સંગમ થયો છે એવો ચમત્કાર ત્યાંનાં લોકોની દ્રષ્ટિયે પડશે.

હે, મિત્ર જલદ ! તે ભાગીરથી નદી વટાવી આગળ જઇશ એટલે, બર્ફ પડવાથી શ્વેત બનેલ, અને જેના ઉદરમાંથી તે પવિત્ર નદીનો જન્મ થયો છે, એવો તે પ્રચંડ હિમાલયપર્વત તને દ્રષ્ટિ ગોચર થશે. જેના ઉપરની શિલા, કસ્તુરી મૃગ બેસવાથી સુવાસિક થઇ છે, એવા તે રમ્ય પર્વતના શિખરપર જઇ જો તું આરોહણ કરીશ તો, એકતો, માર્ગક્રમણ કરતાં કરતાં પડેલો તારો શ્રમ દૂર થશે, અને બીજું, તારી તરફ નિહાળતાં લોકોને અત્યંત ગમત પડશે. તે એવી રીતે કે, ત્રિનયન જે શંકર, તેના શુભવર્ણ નંદીએ કાદવ ખોદીને પોતાના અંગપર ધારણ કર્યો હોવાથી, તેના શ્વેત શરીરપર માટીના કાળા ડાઘ, જેવા શોભાયમાન દેખાય, તેવુંજ શોભાયમાન, બરફથી શ્વેત થએલ તે શૈલરાજશિખરપર તારૂં શરીર દેખાશે. આ પર્વતપર વાયુ અત્યંત જોરથી વાતો હોવાથી, દેવદારૂના વૃક્ષોની શાખાઓ અરસ્પરસ ઘસાઇ તેમાંથી અગ્નિ ઉત્પન્ન થતાં, તે સ્થાને જંગલે જંગલ દાવાનળ પ્રકટી નીકળેછે. આવો પ્રસંગે ત્યાં ફરનારી વનગાયોના કેશ સળગી ઉઠવાથી તે બિચારીઓને અત્યંત પીડા થાય છે; એ માટે, આવો પ્રસંગ આવી, તે પર્વતરાજ હિમાલય દાવાગ્નિથી જળી ખાખ થવા લાગે તો વૃષ્ટિ કરી તારી અસંખ્યધારાએ કરી તે દાવાનળને બુઝાવી નાખ્યા સિવાય રહેતો નહિ; કારણ, તને માલમજ છે કે, મોટાએ કરેલો સંચય

બંધાઇ ગએલી રાજહંસ પક્ષીની હારની હાર, અને તારી લહરીઓની ગર્જના સાંભળી હર્ષનિર્ભર થઇ જતાં તેઓએ મચાવેલો મધુર શબ્દોનો કિલકિલ રવ, એ ઉભય મળી, કમરે બાંધેલ શુભ્ર મણિની ખણખણ શબ્દ કરનારી મેખળાનો ભાસ થયા પછી, તેના ઉદક અંદરના વમળપર દ્રષ્ટિ પડતાં તે તેનો નાભિ પ્રદેશજ, એમ નિશ્ચય થઇ જતાં, તે નદી નદી નહિ, પણ તારા સમાગમ માટે આતુર બની ગએલી સ્ત્રીજ છે, એમ તને લાગી આવશે. મંદગામિની સ્ત્રી પ્રમાણે હળુ હળુ ચાલતી, અને વિરમતી જતી, સુંદર નદીને આલિંગન સાથે ચુંબન કરજે; કારણ કે, પોતાના મનના માણસપરનો, પોતાનો પ્રેમ સૂચવવા માટે, વિલાસિની સ્ત્રીઓ આવાંજ નખરાં કરે છે. હે મિત્ર! તારાપર તેનો એટલો બધો એકનિષ્ઠ પ્રેમ છે એમ હું જે કહું છું, તે યત્કિંચિતપણ ખોટું માનતો નહિ. તેનો બારીક થઇ ગએલો પ્રવાહ, છુટાં મૂકેલા ચોટલાનું, અને તેના તીરપરના વૃક્ષોનાં અંદર ગળી પડેલાં, પાકી ગયેલાં જીર્ણપાન, તેના શરીર પર આવેલી ફીક્કીશ્વેતતાનું ભાન કરાવી હે ભાગ્યવંત! તે બિચારી કૃશાંગીની તારા વિયોગથી પ્રાપ્ત થએલી વિરહાવસ્થા દેખાડી, તારી ધન્યતા પ્રકટ કરશે; માટે જે ઉપાયથી તે, પોતાની કૃશતાનો પરિત્યાગ કરી પાછી હતી તેવી બનીજાય એવો ઉપાય જલદી કરજે, અર્થાત્ તેને જીવન દઇ પુષ્ટ કર્યા પછીજ આગળ ચાલજે. જતાં જતાં, અવંતી દેશ તારી દ્રષ્ટિયે પડશે, જેની અંદર જગવિખ્યાત અને મહા પ્રતાપી, એવા ઉદયન રાજાની ચરિત્રકથા જાણનારા વયોવૃધ્ધ અને જ્ઞાનવૃધ્ધ, એવા પુષ્કળ લોક તને મળશે. તે

દેશમાં પ્રવેશ કરી, પૂર્વોક્ત ઉજ્જયની નગરી તરફ ગમન કરજે. આ નગરીનું માહાત્મ્ય કંઇ જેવું તેવું સમજતો નહિ; અરે! એતો ઉત્તમ પ્રકારનાં આચરણ કરી સ્વર્ગ લોક ાં ગએલાં જનોએ, મૃત્યુલોકમાં પાછાં આવતાં, પોતાનાં સંચિત પુણ્યનાં અવશિષ્ટ રહેલા ફળ તરીકે સાથે આણેલો, સ્વર્ગ લોકનો અત્યંત સુંદર અને ભારે વૈભવસં-પન્ન દેશજ સમજ.

હવે, તે ઉજ્જયની મધ્યે. તને કયા કયા ચમત્કાર જોવા મળશે, એ કહુંછું, તે શ્રવણ કર. પરોઢિયાની વેળા શાંત હોવાથી, સારસ પક્ષીના મધુર સ્વરને દૂરથી સ્પષ્ટ સંભળાય એવી રીતે વહન કરનારો, અને સૂર્યોદય સાથેજ પ્રફુલ્લિત થએલ સુવાસિક કમળ ઉપરથી પસાર થવાથી સુગંધ યુકત થએલો, તેમજ શરીરને અત્યંત સુખ દેના-રો, એવો ક્ષિપ્રા નદી ઉપરથી આવનાર વાયુ, પૂર્વે રાત્રિયે કરેલી સુરત ક્રીડાથી શ્રમિત થએલી યુવતીને આવેલી ગ્લા-નિને, પુનઃ સમાગમ માટે મીઠા મીઠા શબ્દોથી આર્જવ કરી, દૂર કરનારા પુરૂષ જેવો તને લાગશે. ત્યાંની બજાર તરફ નજર કરીશ કે, સ્વચ્છ અને ચમકી રહેલાં નાના વિધ રત્નો જેની અંદર મધ્યે ગુંથ્યાછે એવા મોતીના હારો, સમુદ્રમાં ઉત્પન્ન થનારાં કોટયાવધિ મૂલ્યવાન શંખ તથા નાના પ્રકારની છીપો, કોમળતૃણના જેવા શ્યામવર્ણ-થી ચમકી રહેલ કિરણ બહાર પડવાથી, જેની નીલવર્ણ કાંતિ ચારે તરફ ઝગારા કરી રહી છે, એવા લક્ષાવધિ નીલમણિ, તેમજ સહસ્ત્રાવધિ પરવાળાંના તથા હીરા માણેક ના ઢગલાઓ, અને તેવાજ બીજા અસંખ્ય અમૂલ્ય પ-

દાર્થો, વેચવા માટે તે ઠેકાણે માંડેલાં તારી દ્રષ્ટિયે પડશે. આ સર્વ પદાર્થ જોઇને, તને ખચિતજ એમ લાગશે કે, પૃથ્વી ઉપરની તેમજ તેના ગર્ભ અંદરની, અને તે સાથે સમુદ્ર માંહેની સર્વ ખાંણો સંશોધન કરીને સઘળાં રત્નો નગરીમાં આણ્યા હોવાથી રત્નાકર માત્ર નામનોજ રત્નાકર રહી જઇ, તે મધ્યે ઉદક અને મૃતિકા સિવાય બીજું કંઇ સીલક રહયું નહિ હોય ! તે નગરીમાં પૂર્વે ચંડ મહાસેન નામનો એક મહા પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો તે વેળાએ, તેની વાસવદત્તા નામની પ્રિય કન્યાનું વત્સ દેશનો ઉદયન રાજા હરણ કરી ગયો હતો. તે ચંડમહાસેનનાંજ સુવર્ણમય તાલ વૃક્ષોનાં વનો તે દેશમાં હતાં; અને તેના નડાગિરિ નામના બલાઢ્ય હાથીએ, એક દિવસ ઉન્મત્ત થઇ, લોઢાની સાંકળવતી જેની સાથે તેને બાંધ્યો હતો, તે થાંભલોજ સમૂળગો ઉખેડી નાખી છુટો થઇ, ચોતરફ ધુમાધુમ કરી, આખી નગરીની અંદર હાહાકાર ફેલાવી દીધો હતો. આ અને આવીજ પ્રકારની, તે રાજાની અનેક કથાઓ, ત્યાનાં માહિતગાર લોક, બહારથી આવેલા પોતાના ઇષ્ટમિત્રોને કહી, તેમનાં મનને રંજિત કરેછે. તે નગર અંદરની સ્ત્રીઓ સ્નાન કરયા બાદ, કેશને સુકાવી સુવાસિત કરવા માટે, ધૂપ, ચંદન, ઇત્યાદિ સુગંધી પદાર્થનો જે ધુંવાડો લેતી હશે તે ધુંવાડો, બહાર પડી તારૂં શરીર પુષ્ટ કરશે. વળી પ્રત્યેક ઘરનાં મયૂર પક્ષી તને જોતાંજ પ્રેમ ભરિત થઇ આનંદથી નાચવા મંડી જશે; તે જાણે, ઘણે દિવસે તારી મુલાકાત થઇ એટલે તે નૃત્યરૂપ વળતી મુલાકાતજ તને અર્પતા હોય નહિ ! એવો

ભાસ થઇ રહેશે. સારાંશ, જે મધ્યે સુવાસિક પુષ્પોનો મગમગાટ મ્હેંકી રહયો છે, અને જેની અંદરની જમીન, સુંદર સ્ત્રીઓના ચરણને લગાડેલા અરીઠાનો રંગ લાગવાથી લાલ થઇ ગઇ છે, એવા સહસ્ત્રાવધિ ગૃહોની અંદરની લક્ષ્મીનો વૈભવ દ્રષ્ટિયે પડવાથી, તારા નેત્રનો ઉપવાસ છુટી-તેની ક્ષુધા તૃપ્ત થઇ-ત્યાં સુધી ચાલવાથી લાગેલો તારો સઘળો થાક દૂર થશે.

ત્યાંથી આગળ જતાં, ત્રિભુવનપતિ જે મહાકાળેશ્વર, તેના પવિત્ર સ્થાન તરફ ગમન કરજે. તે પ્રભુના પ્રમથાદિગણો, પોતાના સ્વામીના કંઠસ્થળના વર્ણ જેવો તારો નીલ વર્ણ જોઈ, ભારે આદરપૂર્વક તારી સાથે ભેટશે. તે સ્થાન અત્યંત પવિત્ર હોઇ, તારૂં મન રંજન થાય એવી ખુબી જોવાનું પણ ત્યાં તને મળશે. તે એકે, કમળની અંદરના પરાગના, અને જળક્રીડા કરવામાં મશ્ગૂલ થયેલી તરૂણ સ્ત્રીઓનાં સ્નાનના યોગે સુગંધિત થએલો, ગંધવતી નામની નદીપરથી વાતો વાયુ લાગવાથી હલ્યાં કરતી, ત્યાંનાં ઉદ્યાનમાં આવેલી વૃક્ષવલ્લી, તારાં દર્શનથી આનંદિત બની જઇ જાણે ડોલ્રીજ રહી છે એમ તને લાગશે હે જળધર ! બીજી એક વાત તને સૂચવી મૂકુંછ તે ધ્યાનમાં રાખજે; જોજે હો ! ભૂલતો નહિ. સૂર્યાસ્તસમયે ન પહોંચતાં, જો તું, બીજી કોઈ વેળાએ ત્યાં જઇ પહોંચતો સંધ્યાકાળ થાય ત્યાં સુધી ત્યાં મુકામ કરી, તે શૂલપાણી શ્રીશંકરની પ્રદોષપૂજાની વેળાએ, તારી મંદ ગર્જનાના યોગેકરી ચોઘડિયાં વગાડવાનું કામ કરજે; કારણ, તેથીકરી તારા હાથથી સ્તુત્ય અને પુણ્યદાયક એવી સેવા બની,

તારી ગર્જના સંપૂર્ણરીતે સફળ થશે. તે શિવમંદિરમાં ક્ષણ ભર ખોટી થઇશ તો, વારાંગનાઓનાં નૃત્યોનાં દર્શનનો પણ તને લાભ મળશે. તે મહાકાળેશ્વર સમક્ષ પ્રદોષપૂજા સમયે નૃત્ય કરતાં જેના પગના ઘુઘરાનો મંજુલ ધ્વનિ થઇ રહ્યો છે, અને રત્નખચિત દાંડીવાળાં ચામરો વિલાસયુક્ત હાવ ભાવથી ઢોળતાં જેના નાજુક સાથે ભરેલા હાથ થાકી ગએલા છે, એવી તે વારયોષિતોનાં શરીરપરનાં નખક્ષતોપર શીતળ જળબિંદુની તું વૃષ્ટિ કરીશ તો, તેઓ અત્યંત શાંતિ પામી, કાજળ સારવાથી, ભ્રમરના થરનાથર સરખાં કાળાંબોધ દેખાતાં પોતાનાં નેત્રોનાં કટાક્ષોનો તારાપર વર્ષાવજ કરશે. આ પણ, તારા હાથથી થનારી શિવસેવાનું એક બીજું ફળજ તને પ્રાપ્ત થશે પ્રદોષપૂજા સમાપ્ત થયા બાદ, શ્રીશંકર સ્વતઃ તાંડવનૃત્યનો આરંભ કરશે. તે વેળાએ સંધ્યાકાળનાં રક્ત સૂર્યકિરણ તારાપર પડવાથી, તારોવર્ણ, તરતજ પ્રફુલ્લિત થએલાં જાસોંદીના પુષ્પોસમાન આરક્ત થશે. આવો ઠાઠ જામે એટલે, નૃત્યનિમિત્તે ઉંચા કરેલા તેમના બાહુપ્રદેશને તું તારે ખૂબ લપેટાઇ રહેજે; એટલે રંગ એવો જામશે કે, લોહીથી તરબોળ એવું ગજચર્મ ઓઢી પોતાના પતિ નૃત્ય કરે છે એવો પાર્વતીને ભાસ થતાં, પ્રથમ તો તે ભય પામશે, પણ તરતજ ખરો પ્રકાર માલમ પડતાં, ભયંકર દિસનારૂં ખરૂં ગજચર્મ શંકરે ઓઢેલું ન હોવા છતાં પણ તેની શોભા તેં આણી છે એમ નિશ્ચય થતાં, તેનો ભય નષ્ટ થઈ, તે તારી તરફ નિશ્ચલ નયને જોઇ સંતુષ્ટ થશે; અને તે સાથે 'સોનું અને વળી કુંદને જડયું' એ ન્યાયે, શંકર-

ની ગજચર્મ ધારણ કરવાની ઇચ્છા પણ તૃપ્ત થયા સરખું થશે. રાત્રિ પડતાં આ નગરીમાં ઘોર અંધકાર પથરાઇ જશે. આવો સમય જોઇ ગુપ્તરીતે પોતાના પ્રિય પુરૂષના ગૃહપ્રતિ જતી, પરંતુ સ્વભાવતઃ બીકણ હોઇ, રખેને આપણને કોઇ જોઇ જાય એવી શંકાથી હાંફળીફાંફળી થઈ ગએલી, તથા કામ વ્યથાથી બાવરી બનેલી તરૂણ અબળાઓને, કસોટી ઉપર સોનું ઘસવાથી થએલી રેખા સમાન ચમકનારી વિદ્યુલ્લતાનો પ્રકાશ પાડી, માર્ગ દેખાડજે; પરંતુ ગમે તે થાય તોપણ પર્જન્યવૃષ્ટિ અને ગડબડાટથી તે બિચારીને કદિપણ બિવરાવતો નહિ, એટલી મહેરબાની કરજે.

બાપુ મેઘ ! આટલું માર્ગપ્રદર્શનનું કાર્ય કરવાથી તારી તે પ્રિય સખી વિદ્યુલ્લતા અત્યંત શ્રમિત થઈ જશે, અને તુને પણ અત્યંત શ્રમ લાગશે; માટે, જ્યાં પારેવાંઓ આનંદથી નિદ્રા કરતાં હશે એવી, એકાદા મંદિરની અગાસી ઉપર તે બિચારીની સહવર્તમાન રાત્રિ ગાળી વિશ્રાંતિ લઇ સૂર્યોદય થતાંજ પાછો અવશિષ્ટ રહેલો માર્ગ કાપવાનો આરંભ કરજે; કારણ, તુને માલમજ છે કે, મિત્રનું કાર્ય એકવાર માથે લીધું, તો પછી તેને સિદ્ધિયે પહોંચાડયા સિવાય, સજ્જન પુરૂષને કદિ પણ ઝંપ વળતો નથી. પોતાના પ્રિયપતિ રાત્રિયે અન્યત્ર રમમાણ થયા હોવાને લીધે નિરાશ થઇ વિલાપ કરતી બેઠેલી સ્ત્રીઓનાં નયનમાંથી વહ્યાં કરતી અશ્રુધારાને લુછી, તેઓનાં મનનું સમાધાન કરવાની જીજ્ઞાસાવાળા પુરૂષોને પાછા પોતપોતાના ગૃહપ્રતિ જવાની વેળા સૂર્યોદય હોઈ, સૂર્યકિરણના

તે પર્વતપર બીજો પણ એક ભારે ચમત્કાર તારી દ્રષ્ટિયે પડશે; તે એકે, તને ઉંચે આકાશમાં ગમન કરતો જોઇને, આ કોઇ પ્રચંડ હાથી અંતરિક્ષમાં સંચાર કરે છે એવી ભ્રાંતિથી, શરભ નામનાં વન પશુઓ ઝડપ ભેગો તને પકડી લેવાને ઉંચે તલપ મારવા મંડશે; પણ તે પ્રયત્નથી તેઓનો હેતુ સફળ ન થતાં તેઓનાં હાડે હાડ ખોખરાં થઈ જશે. ઉપરાંત, તું પણ, તે, ગર્વથી ફુલાઇ ન હોય તેવી યોગ્યતા પોતાનાં અંગમાં કલ્પી વેગથી તલપ મારનાર દુષ્ટ વનપશુપર કરાની જબરજસ્ત વૃષ્ટિ કરી તેમની દાણા દાણ ઉડાવી દેજે; કારણ નિષ્કારણ ઉપદ્રવ કરનારાઓને યોગ્ય શાસન થવુંજ જોઇએ. આ જગત્માં એવું સ્પષ્ટ દેખાઈ આવે છે કે, મનમાં આવે એવા એકાદા અશકય કાર્યનો આરંભ કરનારાઓ, તેઓના સઘળા પ્રયત્નો વ્યર્થ જઈ, પરિણામે પોતાના મકસ્તપર અપયશનો ગાંસડો વહોરી લેછે; એ માટે સાધ્યાસાધ્ય વસ્તુનો પૂર્વેજ વિચાર કરવો જોઇએ. હશે. તે પર્વતશિખરપર તપસ્વીજનોએ જે ચર્ણકમળોનું પૂજન કર્યુંછે એવી, ચંદ્રશેખર શ્રીશંકરની પાદુકાઓ શિલાતળપર પડી રહેલી તારી દ્રષ્ટિયે પડશે. તે પવિત્ર પાદુકાને ભક્તિપૂર્વક નમસ્કાર કરી તેની પ્રદક્ષિણા કરજે; કારણ, આવાં પુણ્યવાન ચર્ણોનાં દર્શન થતાં ભાવિકજનો પાપથી મુકત થઇ, નાશવંત દેહનો ત્યાગ કર્યા પછી શાશ્વત એવું જે શંકરના ગણનું પદ ત્યાંસુધી જઈ પહોંચે છે. તે સ્થળે વાંસનાં પુષ્કળ જંગલો તારા જોવામાં આવશે. ત્યાંનાં વાંસનાં રંધ્રોમાં વાયુનો પ્રવેશ થતાં તેમાંથી નિકળતો મધુર ગાયન સમાન અવાજ

તારે ફર્યે પડશે; તેમજ શિવભક્તિમાં તલ્લીન થયેલી કિન્નરસ્ત્રીઓ, શ્રીશંકરે કરેલા ત્રિપુરવિજયની કથા સુસ્વર કંઠરવે ગાતી બેઠેલી તારી દ્રષ્ટિયે પડશે. આ સમયે તારી ગર્જના જો ગુહાની અંદર ધુમવા લાગી તો તે મૃદંગના અવાજ સમાન ભાસવાથી, તે પશુપતિના યશનું સવાદ્ય ગાન થયા સરખું થશે. "

મિત્ર મેઘ! આ પ્રમાણે તે હિમાદ્રીના તટ પરનાં જોવાં જેવાં વિશેષસ્થળોનાં દર્શન કરી પેલી તરફ ગયા બાદ, ક્રૌંચ નામનું તેજ પર્વતનું એક ઉંચું શિખર તારી સન્મુખ ઉભું રહેલું તને દેખાશે. તેના મધ્ય ભાગમાં પરશુરામે બાણ મારી જાણે પોતાના પરાક્રમનું સ્મારકજ ન હોય એવું એક મોટું આરપાર વિવર પાડયું છે, જેને, માનસરોવરથી હંસ પક્ષી આ તરફ એ દ્વારમાંથી આવતા હોવાથી હંસ દ્વાર કહે છે. તે વિવર જોતાં જાણે કોઇ પ્રચંડ રાક્ષસ મ્હોં ફાડીને ઉભો હોય એમ તને લાગશે; પણ એથી જરા પણ ભયભીત ન થતાં તારૂં લાંબુંલચક શરીર આડું કરીને તેની અંદર પ્રવેશ કરજે, એટલે વામન અવતારમાં શ્રીવિષ્ણુએ, બળિદૈત્યને પાતાળમાં પેસાડવા માટે તેના મસ્તકપર મુકેલા શ્યામવર્ણ ચર્ણ જેવો શોભાયમાન તું દેખાઇશ. ત્યાંસુધીના માર્ગમાં દ્રષ્ટિગોચર થતા ચમત્કારો નિહાળી તે વિવરમાંથી બહાર પડયા બાદ, ઉત્તર દિશાના માર્ગે તું ઉંચે ઉંચે જવા લાગીશ એટલે, રાવણે પોતાના ભુજબળથી હચમચાવ્યો હોવાને લીધે જેના સાંધા મોકળા થઈ ગયા છે, અને બર્ફથી ભરાઇ ગયો હોવાથી, દેવાંગનાઓનાં દર્પણ પ્રમાણે જે ચમકી રહ્યો

છે એવા કૈલાસ પર્વતપર તું જઇ પહોંચીશ. તે કૈલાસ પર્વતે, બર્ફથી આચ્છાદિત થયા હોવાથી ચંદ્રવિકાસી કમળ સમાન શુભ્ર દિસનાર ઉંચાં શિખરોથી આખું આકાશમંડળ ઢાંકી દીધું હોવાથી, જાણે તે કૈલાસનાથ શ્રીશંકરે આજ પર્યંત કરેલાં પ્રતિદિવસના અટ્ટહાસનો ગોળોજ બની ઉભો રહયો છે એમ તને લાગશે. આવા તે કૈલાસ પર્વતનો અતિથિ થઇ, હસ્તિદંતના કાપેલા કડકા સમાન ગૌરવર્ણ દિસનારા તેના તટપર કંઇક કાળ પર્યંત તું બેસીશ એટલે, અત્યંત ઘુંટેલા કાજળ જેવા તારા કૃષ્ણવર્ણને લીધે, સ્કંધપર કાળું વસ્ત્ર પરિધાન કરનાર બળરામની જેવી શોભા દ્રષ્ટિયે પડતાં, લોકો તારી તરફ ભારે કૌતકથી નિશ્ચળ દ્રષ્ટિયે જોઇ રહેશે.

તે ક્રીડાપર્વતપર ચડતાં પાર્વતીને ભય ન લાગે એ હેતુથી શ્રીશંકર ભુજકંકણ કાઢી તેમને હાથ પકડી ચલવી લઇ જતા તારી દ્રષ્ટિયે પડશે; તે વખતે આગળ થઇ વૃષ્ટિ કરવાનું મનમાં પણ ન આણતાં કંઇક એવી બનાવટ કરજે કે જેથી કરીને, તે બન્નેને ત્યાંના મણિતટ નામના શિખર પર ચઢવાને માટે તારા દેહની એક મોટી નિસરણીજ બનીજઇ, તારા હસ્તથી ઉત્તમ સેવા થયાં સરખું થાય. હે જગન્મિત્ર મેઘ! તે સ્થાને દેવાંગનાઓ તને જળથી ભરેલો જાણી તેમજ ઉષ્ણ કાળમાં તારૂં ત્યાં ગમન થયેલું જોઇને, ફુવારામાંથી જેવી રીતે જળધારા છુટે છે તેવી તારા ઉદરમાંથી પાણીની પિચકારી ઉડાડવાના હેતુથી, પોતાના હસ્તકંકણની કોર વતી તને ટોચવા લાગશે. આવા પ્રસંગે તે ક્રીડાસક્ત સ્ત્રીઓના હાથમાંથી તારો છુ-

ટકોરો જલદી ન થાય તો, કર્ણ ફ્હેર મારી જાય એવી ભયંકર ગર્જનાથી તેમને ભયભીત કરી ત્યાંથી આગળ ચાલતો થજે. જતાં જતાં, જેની અંદર સુવર્ણનાં કમળો ઉત્પન્ન થાય છે એવું રમ્ય માનસરોવર આવશે; ત્યાંના જળનું યથેચ્છ પાન કરી સ્વસ્થ થજે. શ્રીશંકરની પૂજા કરવાને તે સ્થાનકે આવતા દેવોના રાજા ઇંદ્રના ઐરાવતને સરોવરમાંથી પાણી પીતાં સુંઢ ભીંજાઇ, પીડા ન થાય એવા હેતુથી તેની સાથે ઝુલની પેઠે લપેટાઇ રહી એ બિચારાને સુખી કરજે. તેવીજ રીતે તે પર્વતપરના કલ્પવૃક્ષનાં કોમળ પલ્લવને, વાયુ લાગવાથી ફરફર થતાં વસ્ત્રોનીપેઠે કંપાયમાન કરીશ એટલે દેખાવ બહુ અચ્છો થઇ રહેશે. આ પ્રમાણે નાનાપ્રકારની ક્રીડા કરતાં મરજીમાં આવે ત્યાં સુધી ત્યાં વાસ કરજે. થોડેક આગળ જતાં પ્રિય પતિના ઉચ્છંગપર બેઠેલી કામવ્યથિત સ્ત્રીની જેવી, તેમજ જેનું ગંગોદક રૂપી શુભ્ર વસ્ત્ર છુટી ગયું છે એવી અલકાવતી નગરી દૂરથી તારી દ્રષ્ટિયે પડશે; અને હે કામચારી મેઘા તું આગળ જઈશ એટલે પૂર્વે અનેક વેળા, 'મેં એને જોઈ છે' એવું તને ખચીત સ્મરણ થશે. જેની અંદર સાત સાત માળ ઉંચાં રમ્ય મંદિરો હારોહાર આવી રહેલ છે એવી તે નગરીપર તું અને તારો બંધુવર્ગ એટલે બીજાં વાંદળાંઓ પર્જન્યવૃષ્ટિ કરતાં જઈ બેસશો એટલે ખુબી એવી દ્રષ્ટિયે પડશે કે, કોઈ એક વિલાસિની સ્ત્રી પોતાના મસ્તકપરના કેશકલાપની અંદર જાણે મોતીની સરોની જાળી ગુંથીનેજ બેઠી છે. ભાઇ મેઘ ! તે નગરીમાં પહોંચીશ એટલે તારી પ્રવાસની આપદા ટળી જશે; કારણ તેજ નગરી તે મારી વ્હાલી સ્ત્રીનું નિવાસ્થાન છે "

# ભાગ દ્વતીય.

## અલકાવતીવર્ણન અને સંદેશકથન.

પૂર્વ ભાગમાં કહયા પ્રમાણે, યક્ષે મેઘને અલકાવતી જવાનો માર્ગ ક્યાં થઇને છે, માર્ગમાં ક્યાં ક્યાં પ્રસિદ્ધ સ્થળો આવશે, અને કેવા કેવા ચમત્કાર જોવાને મળશે તેનું સવિસ્તર વર્ણન કહી સંભળાવ્યું. પછી તે બોલ્યો, "મિત્ર મેઘ ! હવે તને તે નગરીનો વૈભવ કેવો છે તે કહુંછું, તે બરોબર લક્ષ દઇને શ્રવણ કર." આમ કહીને તેણે ભાષણ કરવાનો આ પ્રમાણે આરંભ કર્યો:—

હે જળધર ! તું ગુણવાન છો, અને તારી પેઠે, તે અલકાવતીનાં મંદિરો પણ સર્વ ગુણસંપન્ન હોવાથી તારી સાથે એમનું પૂર્ણ સામ્ય છે એમ કહેવામાં હરકત નથી. તે આવી રીતે. જેવી રીતે તારી પાસે વિદ્યુલ્લતારૂપી તેજસ્વી સ્ત્રી રહે છે તેવી રીતે ત્યાંનાં મંદિરોમાં સૌંદર્યવતી વનિતાઓ રહે છે. અનેક રંગોનાં કિરણથી ભરેલા ઇંદ્રધનુષ્થી તું જેવો દીપ્તિમાન્ દેખાંછો તેવાંજ તે, ચિત્રવિચિત્ર રંગથી ભીંતો રંગાવેલી હોવાથી સુંદર દેખાય છે. કર્ણમધુર અને ગંભીર ગર્જનાએ કરી, જેવી રીતે તું લોકોને સંતોષ દે છે તેવી રીતે તે મંદિર અંદરની તરૂણ સ્ત્રીઓ નૃત્યગાયનાદિકને નિમિત્તે મૃદંગવીણાદિ સુસ્વર વાજિંત્રો વગાડી મનોરંજન કરે છે. તારૂં ઉદર પાણીથી ભરેલું હોવાને લીધે તારા અંગમાં આવેલી પ્રતિબિંબગ્રાહકતાની પેઠે, ત્યાંની જમીન રત્નખચિત હોવાને લીધે તેઓનાં અંગમાં પણ તે ધર્મ પૂર્ણપણે વાસ કરે છે. જેવી રીતે

તેં નભમંડળને ઢાંકી દીધું છે તેવીજ રીતે ત્યાંના મંદિરોનાં ઉંચાં શિખરો આકાશ સાથે જઇને અથડાયાં છે.

તે અલકાવતીમાં છએ ઋતુ નિરંતર વાસ કરે છે. તે આવી રીતે. શરદઋતુની અંદર પ્રફુલ્લિત થનારાં કમળો આનંદથી હસ્તમાં લઇને ત્યાંની તરૂણ સ્ત્રીઓ હમેશાં ફરતી હોય છે. કુંદલતાને કળીઓ આવના દિવસો કહયા એટલે વસંતઋતુના; પણ સદાસર્વકાળ તેના ગજરા તેઓનાચોટલામાં ઘાલેલા દ્રષ્ટિએ પડે છે. લોધ્ર નામનાં વૃક્ષને શિશિરઋતુમાં પુષ્પ આવે છે; પરંતુ તે પુષ્પ અંદરથી હવામાં જ્યાં ત્યાં ઉડતો પરાગ ત્યાંની યુવતીઓનાં મુખપર બેસવાથી તેઓની મુખશ્રી હમેશાં પ્રફુલ્લિત રહે છે. કાંટાસરને વસંતઋતુમાં ફુલોનો બહાર આવે છે; પરંતુ બારેમાશ તેના ગજરાથી તેઓ પોતાના કાળા ભ્રમર જેવા કેશકલાપને અલંકૃત કરે છે. ગીષ્મઋતુમાં શિરીષ નામનાં વૃક્ષને પુષ્પો આવવાનાં; પણ ત્યાં તે વૃક્ષ તરફ દ્રષ્ટિ કરીયે તો તે હમેશાં ફુલેલાંજ; અને તેનાં ફુલો યુવતીઓ શોભા માટે હમેશાં કર્ણમાં ધારણ કરે છે. બાકી રહી વર્ષાઋતુ; તે સમયે તારૂં આગમન થતાં કદંબવૃક્ષ પુષ્પથી ભરાઇ જાય છે; પણ અલકાવતી અંદરની સ્ત્રીઓ તે પુષ્પની માળા હમેશાં પોતાના સેંથામાં નાખે છે.

તે નગરીમાં નાનાપ્રકારનાં ફુલઝાડોને અને પુષ્પલતાઓને હમેશાં પુષ્પ આવે છે. તે પુષ્પ અંદરના મકરંદને પ્રાશન કરવાને માટે ઉતાવળા બનેલા ભ્રમરો જઇને તેના પર બેસતા હોવાથી, તેના ગુંજારવે કરી તે સકળ પ્રદેશ નાદમય થઇ જાય છે. કમલવનિકા (સરોવર) નિત્ય પ્રફુલ્લીત હોઈ હંસ

પક્ષી હારબંધ તેના તીરને વીંટાઇને બેસતાં હોવાથી, તેણે જાણે શુભ્રમણિનો કમરપટ્ટોજ ધારણ કર્યો ન હોય એવો ભાસ થાય છે. ગૃહોની અંદર પાળેલાં મયુરપક્ષીનાં નિરંતર પ્રસારેલાં હોવાથી ઝગારા કરી રહેતાં પિચ્છો, તેમજ ગ્રીવા ઉંચી કરી મધુર કેરારવ સાથે કરવામાં આવતાં તેમનાં નૃત્ય નિહાળતાં અત્યંત આનંદ ઉદ્ભવે છે. ત્યાંની રત્રિઓ, અંધકારનો લેશ પણ ન હોઇ, શુભ્ર ચાંદનીથી અહર્નિશ પ્રકાશિત થયેલી હોવાને લીધે નેત્રને અપાર આલ્હાદ આપે છે.

બાપુ મેઘ! ત્યાના સૌખ્યનું વર્ણન કરીએ તેટલું થોડું. તે સ્થાને આનંદ સિવાય અન્ય કંઈપણ નિમિત્ત કોઈનાં નેત્રમાં કદિપણ અશ્રુ આવતાં નથી; મદનવેદનાથી ઉત્પન્ન થનારા અને કેવળ પ્રિયજનના સમાગમથીજ શાંત થનારા તાપ સિવાય અન્ય કોઈ પણ તાપની હરકત કોઇને થતી નથી; વિરહદુઃખતો ત્યાં કદિ કોઇને સ્વપ્નામાં પણ થતું નથી, અને કદાચિત્ થયું તો તે પ્રેમકલહ સિવાય ઇતર કારણથી નહિજ. વધારે શું કહું, ત્યાંનાં રહેવાસીઓને વૃદ્ધાવસ્થા કેવી હોય તેનો ખ્યાલ સુધાંએ નથી; કારણ, તેઓ સર્વદા તરૂણ અવસ્થામાંજ રહે છે.

તે નગરી અંદરના અશ્વોનો વર્ણ લીલાં પાન જેવો હોઇ, તેઓ સૂર્યના અશ્વસાથે સ્પર્ધા કરી શકે એવા છો તેજ પ્રમાણે હસ્તિઓ પર્વત સમાન પ્રચંડ હોઈ, તેઓનાં અંગમાંથી થતા મદસ્ત્રાવને લીધે, તેઓ તારા જેવા વૃષ્ટિ કરનારા મેઘ છે એમ લાગી આવે છે. સમરભૂમીપર રાવણ સાથે

કેસરિયાં કરી યુદ્ધ કરતાં કરતાં ચંદ્રહાસ નામના તરવારના ઘા પડી તેનાં વ્રણોથી જેનાં શરીરે: અલંકૃત થયાં છે, એવા મહા પરાક્રમી સેંકડો વીરપણ તે નગરીમાં વાસ કરેછે.

ત્યાંનાં સુવર્ણમય મંદીરોની મદ્યપ્રાશન કરવાની અગાસીઓની શોભા કેટલી વર્ણવવી ! તેની જમિન શુભ્ર સ્ફટિકથી મઢેલી હોઇ, તેમાં નક્ષત્રોનાં પ્રતિબિંબ પડવાથી, જાણે પુષ્પોજ ઠેકઠેકાણે વિખરાયલાં છે એવો ભાસ થાયછે. અને તારી ગંભીર ધ્વનિ જેવો જેમાંથી અવાજ નિકળેછે એવાં, ત્યાં નિત્ય વાગી રહેતાં વાદ્યોના સ્વરો શ્રવણે પડતાં અંત:કરણ તલ્લીન થઇ જાય છે. આવા આ રમ્ય સ્થળમાં ત્યાંના રહેવાસી યક્ષો, સુંદર અને તરૂણ સ્ત્રીઓ સહવર્તમાન કલ્પવૃક્ષથી પ્રાપ્ત થનાર રતિફળ નામનું મધુર અને સુવાસિક મદ્ય પ્રાશન કરતાં, આનંદમાં લીન થઇ કાળક્રમણ કરે છે. જેનાપર દ્રષ્ટિ પડતાં દેવ પણ મોહાંધ થઇ જાય છે એવી, તે કુબેરપુરી અંદરની યક્ષ કન્યાઓ કદિ સંતપ્ત થાય તો મંદાકિની નદીના ઉદકના સ્પર્શથી શીતળ શીતળ થઇ રહેલો વાયુ, તેમજ તેને કાંઠે કાંઠે ઉગેલાં કલ્પવૃક્ષની ગાઢ છાયા, તેમના તે તાપનું નિવારણ કરી તેમને અત્યંત શાંતિ આપે છે. તે નદીના તીરપર આવેલી વેળુ મધ્યે તે યક્ષકન્યાઓ, કોઇ પોતાના રત્નજડિત અલંકારો સંતાડી દે અને કોઇ તે શોધી કાઢે, આવી નાનાપ્રકારની ક્રીડા કરી આનંદમાં કાળ નિર્ગમન કરે છે. ત્યાંનાં વિલાસમંદિર અંદરની બીજી એક ગમત તને કહું છું; સાંભળ. કામીપુરૂષ વિલાસક્રીડામાં તલ્લીન થઇ જતાં, જેના અધરોષ્ઠ પાકેલાં ઘોલાં જેવાં લાલ છે, એવી સુંદર યુવતીઓની પાટ-

લીની ગાંઠ ઢીલી પડેલી જોઇ, તેનાં વસ્ત્રો પોતાના ચપળ હસ્તવતી ખેંચી કાઢવા પ્રયત્ન કરે છે કે તરતજ તે યુવતીઓ લજ્જા પામી, મંદિર અંદરના રત્નદીપને બુઝાવી નાખવાના હેતુથી તેનાપર ગુલાલની મુઠી ભરીને નાખેછે; પરંતુ તેમનો તે પ્રયત્ન સ્વભાવતઃજ નિષ્ફળ થાય છે; કારણ, તે દીપકો સામાન્ય તેલવાટના બનેલા ન હોઇ, રત્નના પ્રકાશથીજ બળતા હોવાથી આવા ઉપાયોથી તે કેમ કરી ઓલવ્યા જાય !

હે જળધર ! જેની ગતિ કદિ પણ બંધ થતી નથી એવા સતત વાનારા વાયુપર આરૂઢ થઈ, તારી જેવા કેટલાએક મેઘ ત્યાંની ઉંચી ઉંચી હવેલીઓની આગાસીપર જઈ ઉતરી, પોતાનાં ઉદરમાંનાં જળબિંદુનો વર્ષાવ કરી તે સ્થાનનાં ચિત્રોનો નાશ કરે છે; પરંતુ, રખેને કોઈ તે અપરાધ આપણે માથે ઢોળી દઈ બળતરા કાઢે, એવી શંકાથી ગભરાઇ જઈ ખડકીની વાટે ધુંવાડો બહાર પડતાં કૃશ થઇ તરતજ ત્યાંથી ગુપચુપ ચાલતો થાય છે. આહાહા ! ત્યાંના સુખોપભોગનું વર્ણન તે કેટલું કરવું ! જે સમયે ચંદ્રમાની આડો તારો પડદો ન હોવાથી રાત્રિ નિરભ્ર હોઈ, સ્વચ્છ ચાંદની ગળતી હોય છે તે સમયે, પ્રિય પુરૂષના ભુજાલિંગનથી જેમનાં અંગો અત્યંત હુંફાઈ જાય છે એવી તરૂણ સ્ત્રીઓ તે ભુજપાશથી મોકળી થઈ હાશ હાશ્ કરતી ચંદ્રકાંત મણિના હાર કંઠની અંદર ધારણ કરે છે. એનો હેતુ એકે, તે મણિપર ચંદ્રકિરણ પડતાં તેમાંથી શીતળ જળનો સ્રાવ થવા લાગેછે; જેનો સ્પર્શ

થતાંજ તે અબળાઓનાં અંગમાં આવેલી સુરતજન્ય ગ્લાનિ નાશ પામી, તેઓ હુશિયાર થઈ જાય છે.

તે નગરીના લોકો એટલાતો શ્રીમાન્ છે કે, ગમે એટલો વ્યય કરે તોપણ તેઓના ગૃહોની અંદરની સંપત્તિનો ભંડાર કદિપણ ' ક્ષીણ થતો નથી.' આવા ત્યાંના લક્ષ્મી પુત્ર વિલાસીજનો, મધુર કંઠરવથી કુબેરના યશનું ગાન કરનારી કિન્નરોસહવર્તમાન દેવાંગનાઓ, જેમને અપ્સરા કહે છે, તેમને સાથે લઈ પ્રેમવિનોદ કરતા કરતા વૈભ્રાજ નામના ત્યાંના રમણીય બાગમાં વિહાર અર્થે અહર્નિશ ગમન કરેછે. ત્યાં બીજો એક ચમત્કાર તારી દ્રષ્ટિયે પડશે તે એકે, કોઇ કોઇ સ્થળે ચાલવાની ત્વરાથી ચોટલામાંથી સરી પડેલાં કલ્પ વૃક્ષનાં પુષ્પો, તો કોઇ કોઈ સ્થળે કર્ણમાંથી સરી પડેલાં સુવર્ણકમળો અને કોમળ પલ્લવો, તો કોઇ કોઈ સ્થળે સ્તનપ્રદેશપરથી તુટી ગએલા મૌક્તિક હારનાં મોક્તિક ઇત્યાદિ, સૂર્યોદય સમયે રસ્તાપર વિખરાઇ પડેલાં તારી દ્રષ્ટિયે પડશે. આ ચિન્હો જોઇને, અભિસારિકા સ્ત્રીઓ કામપીડિત થતાં રાત્રિયે કયે કયે માર્ગે ગઈ હતી તે સહજ તારા લક્ષમાં આવશે. કુબેરના મિત્ર શ્રીશંકર ત્યાં સાક્ષાત્ વાસ કરતા હોવાથી કામદેવ તેના ભયને લીધે, ભ્રમરપંક્તિ જેની દોરી કલ્પેલી છે એવું પોતાનું પુષ્પચાપ બહુશઃ ધારણ કરતા નથી; પણ ચમત્કાર એછે કે, તે ચાપનું કામ, અર્થાત્ કામી પુરૂષોનાં હૃદયને ભેદી નાંખી તેમને મોહાંધ કરવાં, એ ત્યાંની ચતુર વિલાસિની સ્ત્રીના ભ્રૂભંગયુકત નેત્રકટાક્ષ અચુક રીતે કરે છે સ્ત્રીઓએ પરિધાન કરવાને યોગ્ય એવાં ચિત્ર વિ-

ચિત્ર રંગોનાં ઉંચાં વસ્ત્રો, પ્રિયપુરૂષોને મોહિત કરી નાખનારા એવાં નેત્રોના નાનીપ્રકારના વિલાસ તરૂણ સ્ત્રીઓ જેના પ્રાશનથી કરે છે એવાં મદ્ય, કોમળ પલ્લવયુકત સુગંધી પુષ્પોનો નેત્રને આનંદ બક્ષનારો વિકાસ, નાનાપ્રકારના-અલંકારભૂષણો, તેમજ કમળસમાન સુકુમાર એવા ચર્ણનાં તળિયાંને લગાડવા યોગ્ય એવો અરીઠાનો રંગ ઇત્યાદિ, સ્ત્રીઓનાં શરીરને ભૂષિત કરનારા સર્વ પદાર્થ માત્ર કલ્પ! વૃક્ષથીજ ત્યાં પ્રાપ્ત થાયછે.

બાપુ મેઘ! આવી તે વૈભવસંપન્ન નગરી મધ્યે કુબેરના ઘરની ઉત્તર બાજુનું જે ઘર છે તેજ મારૂં ઘર, સમજ્યો કે? તે ઓળખી કાઢવાનાં બીજાં પણ ચિન્હો તુને કહું છું તે બરાબર લક્ષમાંરાખજે. તે મારા ઘરનો મોટા આગળનો દરવાજો ઉંચો અને કમાનદાર હોઇ, તેમાં જડેલાં નાનાવિધ રંગનાં રત્નોને લીધે દૂરથી ઈંદ્રધનુષ્ જેવો સુંદર અને ઝગઝગીત દેખાય છે. તેની પાસેજ મારી પ્રિયાએ પુત્ર સમાન ગણીને ઉછેરેલું એક કલ્પતરૂ છે: તે એટલું તો નાનકડું અને નીચું છે કે, તેનાપરનાં પુષ્પોનાં ઝુમાખાઓ સહજ હાથથી ચુંટી શકાય એવા હોઇને તે અત્યંત વાંકું વળી ગયેલું છે. તે મારા ઘરના ચોગાનની અંદર એક સુંદર પુષ્કરણી છે; અંદર ઉતરવાને માટે જેની આસપાસ પાચમણિની શિલાઓની પાયરીઓ બાંધેલી છે. જેનાં નાળ વૈદૂર્ય જાતનાં રત્નોનાં બનેલાં હોવાથી અહર્નિશ ઝળકી રહે છે એવાં પ્રફુલ્લિત સુવર્ણકમળોથી તે પુષ્કરણી નિત્ય ભરેલી હોય છે. હમણાંનો સમય કહીએ એટલે પર્જન્યકાળ, આ સમય રાજહંસપક્ષી-

ને માનસરોવર તરફ જવાનો છે, અને તે સરોવર તે સ્થાનથી ઘણુંજ નજદીક છે; તથાપિ તેનું સ્મરણ પણ ન કરતાં તેઓ તે પુષ્કરણીનાં કાંઠા ઉપર અત્યંત આનંદથી વાસ કરેછે. તેજ પુષ્કરણીના તીર પાસે, મારી પ્રિયાએ વિહાર કરવા માટે, જેનું શિખર ઇંદ્રનીલમણિનું બનાવેલું હોઇ, આસપાસ સુવર્ણકદળીથી વિંટાએલું હોવાથી અત્યંત રમણીય દેખાય છે, એવો એક નાનકડો ક્રીડાપર્વત કૃતિથી તૈયાર કર્યો છે. અને ખરૂંજ કહુંછું મિત્ર! કે, તારી આસપાસ સુવર્ણકદળીની પેઠેજ વિદ્યુલ્લતા ચમકી રહી હોવાથી, અને તારો વર્ણ પણ ઇંદ્રનીલમણિ પ્રમાણે નીલ હોઇ, તને જોતાંજ તે ક્રીડાપર્વતનું મને સ્મરણ થઇ આવેછે, અને તે મારી પ્રાણવલ્લભાની કેવી અવસ્થા થઇ થશે હશે આવું મનમાં આવતાં અંતઃકરણ ભયથી વ્યાકુળ બની જાય છે.

ભાઇ મેઘ! તને મારા ઘરની અંદરના મનરંજન કરનારા વિષયો એક બે કે કેટલા કહું? નિરંતર પુષ્પથી ઉભરાઈ જતો, અને જેની આસપાસ કાંટાસરની વાડ કરી લેવામાં આવી છે, એવો એક સુંદર મધુમાલતીનો મંડપ ત્યાં ઉભો કરેલો છે. તેની પાસેજ લાલપુષ્પોનાં, એક અશોક અને બીજું સુંદર બકુલ, એવાં બે વૃક્ષ આવેલાં છે; જેમાંથી પહેલું કહેતાં અશોક, એ મારી પેઠેજ, મારી પ્રિયાના ડાબા ચરણની લાતનો પ્રહાર ક્યારે મળશે એવી વાટ જોયાં કરે છે; અને બીજું કહેતાં બકુલ વૃક્ષ, તે, તેના મુખમાંથી મદિરાના કોગળાઓ પોતાના અંગપર ક્યારે આવી પડશે એવી ઇચ્છા કર્યા કરે છે, જાણે સ્ત્રીઓની પેઠે તેમનો આ ભાવાભાવોજ ન હોય! આ બે વૃક્ષની અંદર

પાકી ન ગયેલા એવા વાંસની જેવી કાંતિ છે જેની, એવા લીલા પાચમણિનો એક સુંદર ચોતરો કર્યો, તેનાપર એક સુવર્ણનો સળીઓ આડો બેસારવામાં આવ્યો છે, જેનાપર મારી પ્રિયાનો લાડકવાયો મોર સંધ્યાકાળે વિશ્રાંતિ લેછે. કોઈ કોઇવાર તેની શેઠાણી; નાદ કરનારાં કંકણવાળા હસ્તથી તાલ આપી ગમતને ખાતર તે ચોતરાપર તેને નાચતાં શીખવે છે! આ પ્રમાણે, હે સાધો! મારૂં ઘર ઓળખી કાઢવાનાં અનેક ચિન્હો તને કહયાં તે સ્મરણમાં રાખી, અને દ્વારના આગલા ભાગપર બન્ને બાજુએ શંખપદ્મોનાં ચિત્ર કાઢયાં છે તે જોઇ, હું ત્યાં ન હોવાથી હમણાં તેજોહીન થએલું અને ઉદાસીન દિસનારૂં એવું તે મારૂં ઘર શોધી કાઢજે. ખરેજ આ સમયે તે ઉદાસીન કેમ ન દેખાય? સૂર્યાસ્ત થતાં કમળની શોભા નષ્ટ થાય એ સ્પષ્ટજ છે!

હે મિત્ર! અહીં સુધી મેં તને તે અલકાવતીનું વર્ણન, તેમજ મારા ઘરની નિશાની વગેરે પણ કહી સંભળાવ્યાં, માટે હવે, તે મારી પ્રિયાના પ્રાણ બચાવવા અર્થે ત્યાં સત્વર ગમન કર; અને હાથીના બચ્ચા સરખું નાનું રૂપ ધારણ કરી, રમણીય શિખરોથી સુશોભિત એવા હમણાંજ ઉપર કહેલા ક્રીડા પર્વતપર ઉતરજે; અને ત્યાંથી તારી વિદ્યુદ્રૂપ દ્રષ્ટિ, અલ્પ પ્રકાશ પાડનારા આગિયા કીડાની પંક્તિ પ્રમાણે કંઇક સૌમ્ય કરી મારા ગૃહના મધ્ય ભાગ તરફ અવલોકન કરજે, એટલે અંગે પાતળી સોટા જેવી, વયે તરૂણ હોઈ મધુર ભાષણ કરનારી, કુંદ પુષ્પની કળી સમાન અણીદાર દંતવાળી, પાકેલાં ઘોલાં સમાન લાલ અધરોષ્ઠવાળી, સિંહની જેવી નાજુક કટિવાળી, ભયચ-

કિત હરિણી પ્રમાણે બાવરી બાવરી દ્રષ્ટિયે જોનારી, અવકાશવાળા નાભિ પ્રદેશવાળી, જઘનભારને લીધે મંદ ગતિથી ચાલનારી, અને સ્તનોના ભારે કરી કંઇક વાંકી વળી ગએલી, સારાંશ, યુવતીવિષયક સૃષ્ટિ મધ્યે, સર્વ સૌંદર્ય એકત્ર કરી પોતાના કૌશલ્યની અવધિ અવધિ કરી, બ્રહ્મદેવે અનુપમ ચાતુર્યથી નિર્માણ કરેલી એવી એક સુંદર સ્ત્રી ત્યાં તારી નજરે પડશે. તેજ ! ભાઇ ! મારી દુર્દૈવી સ્ત્રી; સમજ્યો ? તે મારો કેવળ બીજો બહિશ્ચર પ્રાણજ છે. હું તેનો નિરંતરનો સહચર હોઇ, વર્તમાનકાળે દુર્દૈવને યોગે દૂર થયો હોવાથી, મૌન ધારણ કરી ચક્રવાકી પ્રમાણે એકલીજ રાહ જોતી બેઠેલી તે તારી દ્રષ્ટિયે પડશે. વિરહવ્યથાથી પીડિત થયેલી તે તરૂણીને સાંપ્રતકાળે એક એક દિવસ જુગ જુગ જેવડો થઈ પડયો હશે, અને મને આવો પણ ભય રહે છે કે, સૂર્યાસ્ત થયા પછી રાત્રિયે જેમ કમલિની શરદીથી બળી જાય છે, તેમ તે મારા વિયોગજન્ય દુઃખે કરી જળી ગઈ હોવાથી, તેનું રૂપ પણ કદાચિત્ બદલાઈ ગયું હશે અને તેથી કરીને તું તેને કદાચિત્ ઓળખી પણ નહિ શકે.

ઘણું કરીને આ વખતે મારી પ્રાણવલ્લભાનાં નેત્રો રૂદન કરી કરીને સુઝી ગયાં હશે, અને મુખમાર્ગે દુઃખના ઉષ્ણ સુસ્કાર નીકળતા હોવાથી તેના અધરોષ્ઠનો રંગ પણ પલટીને ફીકો થઇ ગયો હશે. વિરહદુઃખે કરી ચિંતાગ્રસ્ત થઈ હથેળીપર મસ્તક ટેકવી બેસવાને લીધે, અને માથું ઓળવાનું છોડી દીધું હોઇ છુટા થઈ મુખપર લટકતા એવા તેના ઘુંચળાંવાળા કેશ આડા આવવાને લીધે,

તેનો તે સુંદર અને તેજઃપુંજ મુખચંદ્ર, તું આડો આવવાથી આકાશની અંદર ચંદ્ર જેવો અપૂર્ણ અને નિસ્તેજ દેખાય છે, તેવોજ નિસ્તેજ અને ખિન્ન થયેલો તારી દ્રષ્ટિયે પડશે. કદાચિત્ આમ પણ હશે કે મારૂં વહેલું ઘેર આવવું થાય એ હેતુથી દેવતાની આરાધના કરતી બેઠેલી, અથવા વિરહવ્યથાથી હું કેટલો લેવાઈ ગયો હોઇશ તેની કલ્પના કરી તદનુસાર મારાં ચિત્રો તખ્તા ઉપર આળેખતી બેઠેલી, કિંવા પાંજરા પાસે ઉભી રહી તેની અંદરની મીઠું ભાષણ કરનારી મેનાને, "અરે ચતુર મેના ! મારા પ્રાણવલ્લભની મારી જેવી-જ તું પણ વ્હાલી છો; માટે પૂછું છું કે, તુને તે કદિ સાંભરેછે ખરા ? આવા પ્રશ્ન કરતી તે તારી દ્રષ્ટિયે પડશે. અથવા તેની અવસ્થા કેવી થઇ હશે એનું વર્ણન શું કરૂં ! ગરીબ બાપડીને, મેલાં સેલાં વસ્ત્ર પહેરી સાથળ-પર તંબુરો મુકી, મારા નામના ઉચ્ચાર જેની અંદર વારંવાર આવે એવા પ્રકારનાં ગીતો ગાતાં ગાતાં, એકાએક મારૂં સ્મરણ થઇ આવી તેનાં નેત્રો દુઃખાશ્રુથી ભરાઈ જતાં હશે અને તે અશ્રુપાતથી ભીંજાઇ ગએલા તંબુરાના તારો અત્યંત કષ્ટે કરી લુછીને સુકા કરતાં કરતાં કયા કયા રાગ ગાયા અને કેવા કેવા આલાપ લીધા તેનું ભાનપણ બિચારીને રહેતું નહિ હોય.

કદાચિત્ આવો પણ પ્રકાર તારી દ્રષ્ટિયે આવશે કે, વિરહકાળની મુદતમાંથી કેટલા દિવસ ગયા અને કેટલા બાકી રહયા એ જાણવાને માટે, ઉંબરપર મૂકેલાં પુષ્પોને ભોંયપર મૂકતી જતી તે વારંવાર ગણતી બેઠેલી હશે, અ-

થવા મારી સાથે નાના પ્રકારના વિનોદ કરે છે, એવી મનની અંદર કલ્પના કરી, તજ્જન્ય સુખનો ભ્રાંતિમૂલક અનુભવ લેતી હશે; કારણ સ્પષ્ટજ છે કે, પ્રિયપતિનો વિયોગ થતાં, સમય કાઢવાને માટે વિરહિણી સ્ત્રીઓ બહુધા આવાજ પ્રકારના ઉપાયો યોજે છે.'

'હે મિત્ર, શું કહું ! તે મારી પ્રિયાને, ગ્રહકૃત્યમાં ગુંથાઇ હોવાથી, દિવસે કદાચિત્ મારો વિયોગ બહુ જણાશે નહિ; પણ કંઇ કાર્ય ન હોવાને લીધે, રાત્રિની વેળાએ તેને તે કેટલો તાપપ્રદ થઇ પડતો હશે તેની કલ્પનાપણ કરવી કઠિન છે; માટે તને કહું છું કે, નિદ્રાનો ત્યાગ કરી ભોંયપર જાગતી પડેલી તે પતિવ્રતાનું, મારો સંદેશો કહી પૂર્ણપણે સમાધાન કરવાને અર્થે, તેના મંદિરના દરવાજા અંદર રાત્રિને સમયે જઇ બેસી, ત્યાંથી તેના તરફ નજર કરીશ એટલે, હૃદ્રોગે કરી ઝુરી ઝુરી કૃશ થએલી તે સુંદરી, વિરહજન્ય તાપની પીડા ન્યૂન કરવા અર્થે પાણી છાંટી અથવા ઝાડનો કુમળો પાલો પાથરી શીતળ શીતળ કરેલી જમિનપર એક પડખે પડી રહેલી અને તે યોગે કરી, જેની એકજ કળા શેષ રહી છે એવા પૂર્વ તરફના ક્ષિતિજને તળિયે ગયેલા ચંદ્રના કૃશ તનુ પ્રમાણે ક્ષીણ અને નિસ્તેજ થએલી તને માલમ પડશે. જે રાત્રિ મારી સાથે યથેચ્છ વિલાસોપભોગમાં નિમિષ પ્રમાણે ઉડી જતી હતી તેજ રાત્રિ, મારા વિયોગને લીધે યુગ જેવડી લાંબી લાગતાં, તે દુઃખાશ્રુસારતી અત્યંત કષ્ટેકરી કાઢતી હશે.

આ વખતે તે બાપડીની બીજી આવી પણ અવસ્થા તારી દ્રષ્ટિયે પડશે કે, અમૃતના સ્પર્ષથી શીતળ શીતળ થએલાં ચંદ્રકિરણને દરવાજા વાટે મંદિરમાં આવેલાં જોઇને, તે તેમના તરફ પૂર્વસુખના અનુભવથી કંઇક સમય સુધી જોઇ રહેશે, પણ તત્ક્ષણજ દુઃખાશ્રુથી જડ થએલી પાંપણો મીંચી પોતાની દ્રષ્ટિ પાછી ખેંચી લેશે; અને તેથી કરીને, આકાશ વાદળાંઓથી આચ્છાદિત હોયછે તે દિવસે બહુ પ્રફુલ્લિત પણ નથય તેમ બહુ મીંચાય પણ નહિ, એવી કમલિની જેવી તે દેખાતી હશે ભેદ એટલોજ કે, ખરેખરી કમલિની જળમાં હોય છે ત્યારે આ જમિનપરની વળી આવો પ્રકાર પણ તારી દ્રષ્ટિયે પડશે કે, તૈલમર્દનાદિયુક્ત સ્નાન ન કરતાં માત્ર પાણીજ પોતાના અંગપર ઢોળતી હોવાથી તેના કેશ રૂક્ષ થઈ ગાલપર લટકતા હશે, અને અધરરૂપ કોમળ પલ્લવોને પ્રજાળી નાખનારા દુઃખનિશ્વાસે કરી તે તેમને વારંવાર પાછળ કરતી હશે, અને કંઈ નહિતો સ્વપ્નામાંતો મારો સંજોગ થાય એવી ઇચ્છાથી નિદ્રા લાવવાને અર્થે તે ચક્ષુઓ મીંચીસ્વસ્થ પડેલી હશે; પણ એવી વિરહિણી સ્ત્રીના નશીબમાં નિદ્રા તે ક્યાંથીજ હોય? ક્ષણભર આંખ મળી ન મળી ત્યાંતો અશ્રુના ઓઘ છુટતાં તે નિદ્રાનો ભંગ થઇ જતો હશે. તેમજ વિયોગના પ્રથમ દિવસે અત્યંત દુઃખથી વ્યાકુળ થયો હોવાથી પુષ્પની વેણી નાખ્યા સિવાય તેના કેશનો જેમેં એકલો અંબોડોજ લીધો હતો, અને વિરહકાળ સમાપ્ત થયા પછી આનંદથી જેને છોડીને બરાબર વેણીનાખવી એવો મારો સંકેત હતો, તે કેશકલાપ તૈલાદિકનો સંસ્કાર ન હો-

વાને લીધે હમણાં કડક થઈ તેના હસ્તને અત્યંત પીડા કરતા હશે, અને તેમાંથી વિખરાઈ ગાલપર પડેલી લટોને વધી ગએલાં નખવાળી આંગળાથી વારંવાર પાછળ કરતાં તે બિચારીના નાજુક ગાલ પર ઉજરાડા પડતા હશે!

હે દયાશીલ મેઘ! અનેક પ્રકારનાં દુ:ખથી ગાંજી અશક્ત થયેલી તે મારી પ્રિયા, અંગ પરનાં આભરણોનો ત્યાગ કરી બિછાનાપર પોતાનું કોમળ શરીર આ પડખેથી આ પડખે એમ વારંવાર ટેકવતી તરફડિયાં મારતી પડેલી તારી દ્રષ્ટિયે પડશે, એટલે ખચિતજ તારા નેત્રમાંથી પણ નવિન જળબિંદુ રૂપ અશ્રુ ટપકવા લાગશે; કારણ, જગતની અંદર અનુભવજ આવો છે કે, જેનો અંતારાત્મા આર્દ્ર હોય છે, તેઓને બીજા વિપત્તિમાં પડેલાને જોઈ દયા આવે છે. હે દીનબંધો! તે તારી સખીનું અંતઃ-કરણ મારામાં કેટલું આસક્ત છે એની માહિતી મનેજ હોય. બીજાને તેની કલ્પના થવી પણ અશક્યજ છે. તેનો અને મારો વિયોગ થવાનો આ પ્રથમજ પ્રસંગ છે; એટલેજ, આટલા સમય પર્યંત કંઠશોષ કરી જે કષ્ટમય વિરહસ્થિતિનું મેં વર્ણન કર્યું, તે સ્થિતિ તેને ખરેખર પ્રાપ્ત થઈ હશે એવી મારા મનની સંપૂર્ણ ખાતરી થઇ છે. આવા પ્રકારનું અ-પ્રતિમ સ્ત્રીરત્ન મને મળ્યું છે, માટે મેં પોતાને ભાગ્યશાળી સમજીનેજ આ દુ:ખોદ્‌ગાર બહાર કાઢ્યા છે. સ્ત્રૈણત્વનેલીધે તેનો પક્ષ લઈને અમસ્તો જે તે લવ્યાં કરૂંછું એમ સમ-જતો નહિ. કારણ, જો તું લક્ષપૂર્વક અવલોકન કરીશ તો, મેં કરેલાં સર્વ અનુમાનો ખરાં છે એવું તે વખતેજ તારી દ્રષ્ટિયે પડશે. વળી મારો આવો પણ તર્ક છે કે, તું

ત્યાં પોહોંચીશ એટલે તેને કાંઈક શુભ શકુન થવા લાગશે. તે આવા કે; ઘુંચળાંવાળા કેશો આડા આવવાથી જેનો દ્રષ્ટિનો વ્યાપાર બંધ થયો છે, કાજળ ન સાર્યું હોવને લીધે જેની નિર્મળતા જતી રહી છે, તેમજ મદિરા પ્રાશન કરવાનું ત્યજી દીધું હોવાથી જેના ભ્રૂભંગ બંધ પડયા છેં એવા, તે મૃગાક્ષીનાં નેત્રો તું પાસે જઈશ એટલે ઉર્ધ્વ ભાગે સ્ફુરણ પામવા લાગશે, અને તે યોગે કરી સરોવર મધ્યે મત્સ્યોના ખીજાઈને ઉછાળા મારવાથી કમળો કંપિત થઈ જેવાં સુશોભિત દેખાય છે, તેવાંજ સુશોભિત તેઓ દેખાશે. તેજ પ્રમાણે જેના ઉપર મારા નખનાં ક્ષતો. હમણાં પડતાં નથી, અને જે સુરત ક્રીડા પછી હસ્ત વતી દાબવાને ખરેખર યોગ્ય છે એવ, રસભરિત કદલીસ્તંભ જેવા તેના ગૌરવર્ણ સાથળ તને જોતાંજ સ્ફુરવા લાગશે.

હે જળધર ! તું તેના મંદિરે જઈ પહોંચ તે વેળા જો તે દૈવયોગે ઝંપી ગઈ હોય તો, ગર્જના ન કરતાં એક પ્રહર પર્યંત તેના બિછાના પાસેં મૌન ઉભો રહેજે, જેથી કરીને તે બિચારીની નિદ્રાનો ભંગ ન થઈ અત્યંત પ્રયાસથી સ્વપ્ના મધ્યે સમાગમ થતાં મારા કંઠ સાથે તેણે પોતાની સુકુમાર ભુજલતાએ કરી ભીડેલી મજબૂત બાથ એકાએક ઝબકી ઉઠવાને લીધે છુટી જાય નહિ. કંઈક સમય સુધી તેને સ્વસ્થ નિદ્રા આવી ગયા બાદ, તારા જળબિંદુથી શીતળ શીતળ થઈ રહેલ વાયુની લહરીથી જેવી રીતે તું માલતીની કળીઓને પ્રફુલ્લિત કરે છે, તેવી રીતે તેને ધીમે ધીમે ઉઠાડી જાગૃત કરજે. જાગૃત થઈ કે સ્વ-

ભાવતઃજ તે તારી તરફ તટસ્થ નેત્રથી નિહાળી રહેશે. તે વેળાએ તેની આંખો અંજાઇ ન જાય, એ અર્થે વિદ્યુલ્લતાને ઉદરમાં શમાવી દઇ, અત્યંત ધૈર્યથી દરવાજાપર બેસીને તારી મંદ ગર્જના રૂપ ભાષણે કરી તેની સાથે મર્યાદા સહિત બોલવાનો આરંભ કરજે; કારણ, વિરહથી દુઃખિત હોવા છતાંપણ તે સ્વભાવે અત્યંત માની અને મીજાસી છે.

પ્રથમ તેને આમ કહેજેકે, હે સુવાસિની ! તારા પતિ પાસેથી તેણે પાઠવેલો સંદેશો તને અક્ષરશઃ કહી શકું એવી રીતે મુખપાઠ કરીને હું તારીપાસે આવેલો છું. હું જળધર હોઇને તારા પતિનો પરમ મિત્ર છું એમ સમજજે. મારો ધંધો પૂછતી હો તો, પ્રવાસારંભે પ્રિય સ્ત્રીઓના વાળેલા અંબોડાઓ, પ્રવાસ કરી ઘેર આવ્યા પછી પોતાના હસ્તથી છોડીને પુનઃ યથાસ્થિત રીતે વાળવાને માટે ઉત્સુક થએલા જે પ્રવાસીજન, તેમને મારી કર્ણમધુર અને ગંભીર ગર્જનાએ કરી ગૃહપ્રતિ જવા વિષે ત્વરા કરાવવી એજ. હે સત્પુરૂષમેઘ ! આટલું તું બોલીશ એટલે, અશોક વનમધ્યે સીતાદેવી પાસે શ્રીરામચંદ્રજીનો સંદેશો લઇ વાયુસુત હનુમાન્ ગયા તે વેળાએ શ્રીસીતાજીની જેવી અવસ્થા થઇ હતી, તેવીજ અવસ્થા તેની થશે; એટલેકે, મારા સામાચાર જાણવાની ઉત્કંઠાથી તેના હૃદયમાં આનંદના તરંગપર તરંગ ઉછળશે, જેથી તે આદર પૂર્વક તારા તરફ ઉત્ફુલ્લનેત્રે નિહાળી રહેશે, અને પછી મારા સંબંધી તું જે કાંઇ ભાષણ કરીશ તે શ્રવણ કરવા માટે અત્યંત ઉત્કંઠાથી લક્ષ એકાગ્ર કરશે; કારણ પતિવ્રતા સ્ત્રીને, મિત્રના મુખથી શ્રવણ કરેલા પતિના ક્ષેમ સમાચાર

સાક્ષાત્ તેના સમાગમ થયા સરખા સુખકર લાગે છે; એ માટે, હે આયુષ્મન્ મેઘ ! કેવળ પરોપકાર કરવાની બુદ્ધિએ મારી વિજ્ઞપ્તિ માન્ય કરી કૃતાર્થતા સંપાદન કરવા અર્થે તે મારી સ્ત્રીને પછી આમ કહેજે કે, હે અબળે! તારો સહચર અને પ્રિયપતિ તે યક્ષ જીવતો હોઈ દક્ષિણ દેશમાં રામગિરિ નામના પર્વતપર આશ્રમ કરી ત્યાં તારા વિયોગના દુઃખમય દિવસો જેમ તેમ કરી કાઢે છે, અને તું ક્ષેમકુશળ છોને ? આમ તેણે પૂછાવ્યું છે; કારણ સ્પષ્ટ છે કે, કાંઈ પણ અપરાધ ન કરવા છતાં વિના કારણ વિપત્તિમાં પડેલા સ્ત્રીપુરૂષોને સમાધાન કરી લેવાને અર્થે પરસ્પર સંબંધી પ્રથમ આજ પ્રશ્ન પૂછાવવાનો હોય છે. હે મિત્ર! વળી તેને એમ કહેજે કે, દૂર દેશમાં જઈ પડેલા અને તારી પાસે આવવાનો જેનો માર્ગ દુર્દૈવ વૈરી રોકી બેઠો છે, એવા તારા પ્રિયપતિની અવસ્થા તારી જેવીજ થઈ છે. કેવી થઈ તે પૂછેતો કહેજે કે, તારી પેઠેજ તે વિરહદુઃખથી ઝુરતો હોવાથી સંતાપજ્વરેકરી જળી રહ્યોછે. જેવી રીતે તારાં નેત્રો દુઃખાશ્રુથી ભરાઈ રહે છે તેવીજ રીતે તેનાં નેત્રનાં જળ પણ કદિ અટકતાં નથી, અને તેના સમાગમ માટે તું જેવી અધીર થઇ છે તેવોજ તે તારા સમાગમને માટે અત્યંત ઉતાવળો થએલો છે. વળી તેને કહેજે કે હું આમપણ કહેતો હતો કે, એકાદી વાત તારી સખીના સાંભળવામાં આવે એમ ઉંચે સ્વરે બોલી શકાય એવી હોય, તોપણ તારા ગાલને મુખનો સ્પર્શ થઇ ચુંબનનો લાભ મળે એ હેતુથી તે વાત ધીમેથીજ તારા કાનમાં કહેવા માટે જે અત્યંત

ઉતાવળો થતો હતો, તે તારો પ્રિયપતિ સાંપ્રત તારી દ્રષ્ટિથી દૂર થયો હોવાથી, અને તેનું ભાષણ તારાથી શ્રવણ થઇ શકે તેમ ન હોવાથી, ઉત્કંઠાયુક્ત શબ્દથી મારા મુખદ્વારા તને આમ કહે છે કે, હે પ્રિયે! પ્રિયંગુલતા મધ્યે તારા અંગનું નાજુકપણું, ભયચકિત થએલી હરિણીનાં નેત્ર મધ્યે તારી જોવાની ઢબ, પૈર્ણિમાના ચંદ્ર મધ્યે તારા મુખની કાંતિ, મોરનાં પિચ્છોની મધ્યે તારા કેશકલાપની દીપ્તિ, અને નદીની મંદ લહરીઓ મધ્યે તારી ભ્રુકુટીના ચાળા, આટલી બાબતો અહિયાં મને ક્યારેક ક્યારેક દ્રષ્ટિયે પડે છે; પણ હે સુંદરિ! દુઃખ એટલુંજ કે, કોઇપણ એક વસ્તુ મધ્યે તારૂં સાદ્રશ્ય પૂર્ણપણે દ્રષ્ટિગોચર થઇ મનનું સમાધાન થતું નથી. હે પ્રિયે, શું મારૂં દુર્ભાગ્ય કહું? તારી સાથે પ્રેમથી હું જાણે કલહ કરૂં છું, અને તેથી કરીને તું જાણે રીસાયલી છો; એવી મનની અંદર ભાવના કરી તદનુસાર શિલાતળપર ગમતને ખાતર જૂદા જૂદા રંગનાં તારાં ચિત્રો કાઢતો હોઉં, અને તે મધ્યે તારા મનનું સમાધાન કરવા માટે હું તારા ચર્ણપર મસ્તક મૂકું છું એવો ભાવ લાવતો હોઉં એટલામાં નેત્રમાં સંચિત થએલ જળ એકાએક ધારારૂપે તે ચિત્રપર પડતાં તેનો નાશ થઈ જાય છે. અને તે રડવાના ઉભરાને લીધે મારી દ્રષ્ટિનો વ્યાપાર બંધ થઈ જાય છે. કેવું તે કૃતાંતરૂપ દૈવનું ક્રૂરપણું આ! દુષ્ટથી ચિત્ર મધ્યે પણ આપણ ઉભયનો સમાગમ થએલો સહન થઈ શકતો નથી! હે પ્રાણવલ્લભે સ્વપ્નમાં તો તારો મેળાપ થઇ, તારા સમાગમનો લાભ થાય એવા આવેશમાં તને દ્રઢ આલિંગન દેવાના હેતુથી, જ્યારે હું ઉંચે આકાશમાં

મારા હાથ દૂર સુધી પ્રસારૂં છું, ત્યારે તે મારી દિવાના સરખી અવસ્થા જોઇને વનદેવતાને મારી દયા આવે છે; અને મોતી જેવાં અશ્રુબિંદુ તેમનાં નેત્રમાંથી ગળી વૃક્ષોનાંકોમળ પલ્લવોપર ટપ ટપ પડવાં લાગે છે. હે સર્વગુણ સંપન્ને! તારા સમાગમ અર્થે હું શું શું નથી કરતો? સર્વ કંઈ કરૂંછું. વધારે શું કહું? હિમાદ્રીપરનો વાયુ, આ પ્રદેશ તરફ આવતાં માર્ગમાં દેવદારૂવૃક્ષોનાં કોમળ પલ્લવોનો ભેદ કરી, તેની અંદરના રસનું ગ્રહણ કરવાથી સુવાસિક થાય છે; આવા પ્રકારનો સુગંધયુકત વાયુ પ્રથમ તારા શરીરને સ્પર્શ કરીનેજ અહિં આવતો હશે, એવી સમજથી હું તેને પણ અત્યંત પ્રેમથી આલિંગન દઉં છું.

હે દયાધન! વળી તેને મારો આવો સંદેશો કહેજે કે, હે ચંચલ નયને! તારા વિયોગને લીધે સાંપ્રત મને યુગ જેવડી મોટી લાગતી રાત્રિ, ક્ષણ પ્રમાણે વહી જાય. એવી નાની કયારે થશે? તેમજ અહર્નિશ શરીરને તથા મનને થનારો સંતાપ કયે ઉપાયે કરી શાન્ત થશે? આ અને આવાજ અનેક વિચારોથી અને દુષ્પ્રાપ્ય મનોરથથી બાવરૂં થઈ ગએલું મારૂં મન, તારા વિયોગથી થતી અત્યંત તીવ્ર વ્યથાએ કરી ગાંજી ગયું છે, અને તે યોગે કરી હું અત્યંત દીન થઇ ગયો છું. આટલું આટલું છતાં પણ, તુને સુખ થાય એ અર્થે હું જેમ તેમ કરી પ્રાણ ધારણ કરી રહ્યો છું. એ માટે હે સુભગે! મારા જીવિત સંબંધી યત્કિંચિત્ પણ ભય રાખીશ નહિ, અથવા કાંઇપણ કાળજી

કરતી નહિ. પરમેશ્વર કૃપાથી આ દુઃખના દિવસો જઇ સુખના દિવસો ખચિતજ આવશે. આ જગતમાં અબાધિત સુખ તે કોઇને મળતું હશે? અથવા એક સરખું દુઃખજ જેના ભાગે આવ્યું છે એવો એ દુર્દૈવી પ્રાણી કોણ છે? સારાંશ, સુખ અને દુઃખ આ બન્ને અવસ્થા, ઘરઘર ફરનાર ચક્રના ફેરાની પેઠે એક પછી એક, એમ ક્રમાનુસાર ભોગવવી પડછે. આ વિચારે મનમાં આણીને થોડા દિવસ ધીર ધરી રહેજે. કારણ, ભગવાન્ શારંગપાણી શ્રી વિષ્ણુ શેષશયનપરથી જે દિવસે ઉઠશે, તેજ દિવસે મારા શાપની સમાપ્તિ થવાની છે; એ માટે રહેલા ચાર મહિના મન દ્રઢ કરી ગમે તેમ કરી કાઢજે. તે પછી તારો અને મારો મેળાપ થશે એટલે વિરહના દિવસોની અંદર ઉભયનાં મનમાં ઉદ્ભવેલી સર્વ ઇચ્છાઓ, શરદૃઋતુની સ્વચ્છ ચાંદની રાત્રિયે જાઇએ તેવી રીતે પૂર્ણ કરી લઇશું.

હે મિત્ર મેઘ ! તારાપર તેનો વિશ્વાસ બેસાડવા માટે તેની સાથે તું આમ ભાષણ કરજે કે, હે સુંદરી ! હું તારા પતિનો અત્યંત અંતરંગ મિત્ર છું એવી તારી ખાતરી કરવા માટે તેણે એક નિશાનીની ગુપ્ત હકીકત કહી છે, તે તને કહું છું; તમે બન્નેએ પૂર્વે એક રાત્રિયે એકલ શયન કર્યું હતું, અને તું તેના કંઠ સાથે બાથ ભીડીને નિદ્રાવશ થઇ ગઇ હતી, એટલામાં એકાએક ઝબકી જતાં તુ જાગૃત થઇ રૂદન કરવા લાગી. તેણે તને રૂદન કરવાનું કારણ પૂછ્યું, ત્યારે ગાલમાંને ગાલમાં કિંચિત્ હસીને તું તેને વિનોદથી કહેવા લાગી, "પોતેજ છેડ કરી મને રૂદનનું કારણ પુછો છ કે ? અરે કપટી ! તું કોઇ અન્ય

સ્ત્રી સાથે રમમાણ થયો છો એવું મેં સ્વપ્નામાં જોયું, સમજાયું કે? ” કેમ,, હું આપું છું તે નિશાનીથી તારી ખાતરી થઇ કે નહિ ? વળી તુને આમ પણ કહેવાનું તેણે મને કહ્યું છે કે, આ નિશાનીની હકીકત સાંભળી, હું કુશળ છું એમ તું જાણજે, અને તારા ઉપરનો મારો પ્રેમ કમી થયો છે એમ કદિ લોક કહે તો તે તદ્દન અસત્ય છે એમ માનજે. અને મારા સંબંધી નિરાશ થતી નહિ. કેટલાક એમ કહેછે કે, પ્રેમબધ્ધ સ્ત્રી પુરૂષ વિયુક્ત થતાં, તેમનો એકમેકપરનો પ્રેમ નષ્ટ થાય છે; પણ મારા અનુભવથી મને એમ લાગે છે કે, આમ કહેવું એ તદ્દન નિરાધાર છે; કારણ, ઇષ્ટ સુખોપભોગની પ્રાપ્તના અભાવે, તે સંબંધી અધિકાધિક ઔત્સુક્ય અંતઃકરણમાં ઉત્પન્ન થઈ, તે પ્રેમ લય ન પામતાં ઉટલો અધિક વધે છે.

હે મિત્ર જલદ ! વિરહનો આ પ્રથમજ પ્રસંગ હોઇ, તજ્જન્ય તીક્ષ્ણ વ્યથાએકરી તે તારી ભગિની અત્યંત શોકાકુળ થએલી હશે; માટે પૂર્વોક્ત હકીકત કહી તેના મનનું સમાધાન કરી, તેની પાસેથી તેના ક્ષેમ સમાચારનો સંદેશો અને કાંઇક નિશાનીની હકીકત લઈ આવી મને કહેજે. આવા પ્રકારનો કુશળમય સંદેશો લઇ, શ્રીશંકરના નંદીએ ટક્કર મારીને જેનાં શિખરોને વિદારી નાખ્યાં છે, એવા તે કૈલાસ પર્વતપર થઇને તું સુખરૂપ પાછો આવીશ એટલે મને અત્યંત શાન્તિ થશે. પ્રસ્તુત સ્ત્રી વિયોગને લીધે મારા પ્રાણ કાચબી મારી જઇ કુંદપુષ્પ પ્રમાણે શિથિલ થઇ ગયા છે. તે પુષ્પો ડીંટિયાંપરથી ક્યારે ગળી પડશે એનો જેમ

ભરોંસો નથી હોતો, તેમ મારૂં જીવિત ક્યારે નષ્ટ થશે એનો પણ કાંઈ ભરોંસો નથી; માટે તને કહું છું કે, આ મારા પ્રાણનું સંરક્ષણ કરવું સર્વસ્વ તારે હાથ છે.

હે સત્પુરૂષ! તારા આ દીન બંધુનું આ કાર્ય કરવું તારે કબુલ છે ને? તે કાર્ય કરવા સંબંધે તારો દ્રઢ નિશ્ચય થયો છે એમ સમજવા માટે, તારે મુખથી 'હા' એ શબ્દ સાંભળવાની મને વિશેષ આવશ્યકતા નથી; કારણ, ચાતક પક્ષી ચંચુ પ્રસારી તારી તરફ જુવે છે કે, ગર્જના વગેરે ન કરતાં ચુપચુપ તું તેના મુખમાં જળવર્ષાવ કરે છે એ પ્રસિદ્ધજ છે. સારાંશ, યાચકે યાચના કરી કે તેનો ઇષ્ટાર્થ તેને દેવો, એજ મહાન્ દાનવીર પુરૂષનો તેને પ્રત્યુત્તર છે. છેવટે હે દીનબંધો! મારૂં તુંને આટલુંજ કહેવું છે કે, મારી સાથે તારો જે સ્નેહ બંધાયો છે તે મનમાં લાવીને, અથવા સ્ત્રી વિયોગને લીધે દીન થયેલી મારી અવસ્થા જોઇ દયાથી તારૂં અંતઃકરણ ખરેખર દ્રવતું હોય તો, જો કે દૂતત્વનું અનુચિત કામ કરવાની મેં પ્રાર્થના કરી છે તોપણ મારાપર કૃપા કરી તે કબુલ રાખજે, અને તેને સિદ્ધિયે પહોંચાડયા પછી, વર્ષાકાળના વૈભવથી શ્રીમાન્ થઈ તારી મરજીમાં આવે ત્યાં ખુશીથી ગમન કરજે. પરમેશ્વર કૃપાથી તારી પ્રિય સખી જે વિધુલ્લતા તેનાથી તારો ક્ષણવાર પણ, મારાપ્રમાણે, વિયોગ ન થાઓ."

**સમાપ્ત.**

# સૌંદર્ય અને ભવ્યતા.

कविः करोति काव्यानि । स्वादु जानन्ति पंडिताः ॥

सुभाषित.

તત્ત્વજ્ઞાની અને સાધારણ મનુષ્ય એ ઉભય મધ્યે ફેર કહીએ તો એટલોજ કે જ્યારે તત્ત્વજ્ઞાનીમાં સ્વતઃ અનુભવેલ વિષયપર યથાર્થ વિચાર કરવાની શક્તિ હોય છે ત્યારે સાધારણ મનુષ્યમાં તે શક્તિનો મૂળજ અભાવ હોય છે. ઉભયના અનુભવમાં સમાન બાબત આવે છે; કારણ ઉભય એકજ નર જાતિ મધ્યે ઉત્પન્ન થએલ છે. પરંતુ એકને જ્યારે સ્વતઃ અનુભવેલ મનોવિકારને પોતાની પ્રતિભા સમક્ષ ખડો કરી તેની મીમાંસા કરવાની શક્તિ પ્રાપ્ત હોય છે ત્યારે બીજાને તો તે વિકારનો માત્ર અનુભવ થવો એટલુંજ પ્રાપ્ત હોય છે. ઉદાહરણાર્થે નીતિમાન પુરૂષ અને નીતિમાન તત્ત્વજ્ઞાની એ ઉભય વચ્ચેનો ભેદ લઇએ. માત્ર–નીતિમાન પુરૂષને તો નીતિ અનુંસાર કેમ ચાલવું, અમુક બાબત નીતિની છે કે અનીતિની, એટલુંજ માત્ર અનુભવથી માલમ પડે છે; પરંતુ તત્ત્વજ્ઞાની કંઇ આટલાથીજ સ્વસ્થ બેસનાર નથી. તેના મનમાં તો પ્રશ્નના તરંગપર તરંગ ઉછળવાના કે પ્રથમ 'નીતિ એટલે શું'? અમુક બાબત નીતિની છે એમ આપણું મન કહે છે, પણ તે તેમજ કાં કહે છે? એથી ઉલટુંજ કાં નથી કહેતું? નીતિ અને સુખ એમાં ભેદ

શો ?' ઇત્યાદિ ઇત્યાદિ. આ પ્રશ્નજ મૂળ સાધારણ મનુષ્યને સુજવાના નથી તો પછી તેની ચિકિત્સા અને મીમાંસા કરી તેનાં નિરાકરણ કરવાની વાત તો વેગળીજ રહી. આપણા આ 'સૌંદર્ય અને ભવ્યતા' નામના વિષયની પણ આવીજ સ્થિતિ છે. અમુક વસ્તુ સુંદર છે, અમુક દેખાવો ભવ્ય છે, અમુક કવિનાં કાવ્ય ઉદાત્ત છે, આવું આવું આપણે સાધારણ મનુષ્ય પણ હરદમ અનુભવીએ છીએ અને બોલીએ દેખાડીએ છીએ; પરંતુ 'સુંદર' અને 'ભવ્ય' એટલે શું, આ પ્રશ્ન વિશે આપણને કોઇને કદિ ખ્યાલ સુધાંએ આવ્યો છે ? પરંતુ જેની બુદ્ધિ માત્ર અનુભવ ચતુરજ ન હોઇ, અનુભવમીમાંસામાં પણ પ્રવીણ થએલ હોય છે, કિંવા ઇશ્વરી પ્રેરણાથી સહજ તેવી હોય છે તે મનુષ્ય તો પોતાના પ્રત્યેક અનુભવની ચિકિત્સા કર્યા વગર કદિ પણ રહેનાર નથી. સૌંદર્ય અને ભવ્યતા એટલે શું ? આ પ્રશ્નપર બર્કે એક ગ્રંથ લખેલ છે અને કૅંટ નામના પ્રસિદ્ધ તત્વજ્ઞાનીએ પણ પોતાના એ બાબતના વિચારો એક નિબંધરૂપે પ્રકટ કર્યા છે. આ પ્રસંગે, કૅંટ આ મુદ્દા વિષે શું કહે છે એટલુંજ કહેવાનો અમારો હેતુ છે.

કૅંટના મત પ્રમાણે આપણી કલ્પનાશકિત અને બુદ્ધિ એ ઉભયનો બરાબર યોગ થઈ જતાં એક પ્રકારની જે અનુકૂળ સંવેદના થાય છે તેજ સૌંદર્યનો ભાસ. સૌંદર્ય એ સર્વ કલ્પના શકિતનો ખેલ છે, પણ તેની અંદર ખુબી એ છે કે તે કલ્પનાશકિત યદિ એમ કહે કે હું તો મારી મરજીમાં આવશે તેમ નાચીશ તો તે મુદ્દલ ચાલવાનું નહિ. ખરા સૌંદર્યનો ભાસ થવા માટે કલ્પનાશક્તિએ

ચિત્તવૃત્તિપર પદાર્થોનાં એવા પ્રકારનાં ચિત્ર કાઢવાં જોઇએ કે આપણી બુદ્ધિએ તે ચિત્રો સામું જોઈ 'સાધુ સાધુ' એમ કહેવુંજ જોઇએ। જાણે બુદ્ધિએ સ્વતઃજ તે ચિત્ર આ-લેખ્યાં હોયની। એ બુદ્ધિ એટલે આપણી જ્ઞાનશક્તિ કિંવા વિવેકશક્તિ. સૌંદર્યનો ભાસ ઉત્પન્ન કરવામાં વાસ્તવિક કહીએ તો એક પક્ષે એનું અંગ કંઇજ નથી: સઘળું કામ કલ્પનાશક્તિ સ્વતઃ કરે છે. પરંતુ બીજે પક્ષે જોતાં આમ કહ્યા વગર ગત્યંતરજ નથી કે સૌંદર્યનો ભાસ થવો એટલું સ્વીકાર્યું કે વિવેકશક્તિ હોવીજ જોઇએ એ સ્વીકારાઇજ ગયું; કારણ, તે ભાસ એટલે મૂળ કલ્પનાશક્તિ અને વિવેકશક્તિનો પરસ્પર યોગ. કલ્પનાશક્તિયે કંઇક પદાર્થરૂપ ઉત્પન્ન કર્યું અને વિવેકશક્તિને તેની તરફ દ્રષ્ટિ કરતાંજ 'આતો આપણુંજ' એમ એકાએક લાગી ગયું કે સૌંદર્યનો ભાસ થયોજ સમજવો. હવે આ સૌંદર્યનો ભાસ થવામાં સાધનભૂત એવી જે કલ્પનાશક્તિ તે સર્વમાં કમી--અધિક પ્રમાણમાં હોય છેજ; એટલુંજ નહિ પણ 'ભિન્ન રુચિર્હિ લોકઃ' આ ઉક્તિમાં લૌકિક રીતે ગમે તેટલો ભાવાર્થ હો, પણ તાત્વિક રીતે આ કહેવત યથાર્થ નથી એમ કહેવામાં હરકત નથી. વળી એથી ઉલટીજ એ વાત સત્ય છે કે સર્વને અમુક વાત સાધારણપણે સુંદર લાગવી જોઇએ-એટલે સૌંદર્યની ઇંદ્રિ મનુષ્ય જાતિમાં સામાન્ય છે એમ કહયા સિવાય બીજો ઇલાજ નથી. હા, આ વાત ખરી કે બુદ્ધિવ્યંગ્યને કિંવા શરીરવૈકલ્યને યોગે તે ઇંદ્રિય સતેજ ન હોય કિંવા તેની ધાર અથવા શક્તિ કમી થઇ હોય તો સૌંદર્યનો ભાસ થવો એ અશક્ય સરખું થઇ પડે. પરંતુ

યદિ પહેલાં પ્રથમ સૌંદર્યનો ભાસ ન થાય, તોપણ એકા- દો કવિ કે કારીગર પોતાની અપૂર્વ કુશલતાએ કરી જ્યારે તે પ્રકટ કરી આપે ત્યારે તો તે ભાસ થવો શક્ય છે. આવું સાધારણપણું જો આ ઇંદ્રિયમાં ન હોત તો પછી કવિ અને કારીગરની સ્થિતિ કોણ જાણે કેવીએ થઇ હોત! અહા ! કવિ અને કારીગર આમનું કૌશલ્ય જાણનાર જ્યારે કોઇજ નહિ ત્યારે પછી કવિ શું અને કોઇ શું સર્વ વ્યર્થજ ! ! ! પરંતુ ઇશ્વરે આ શક્તિ સર્વને સા- માન્ય રીતે બક્ષી હોવાથી આપણે કવિ અને કારીગરની કિંમત સમજી શકીએ છીએ; પરંતુ સહજજ આવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે કવિ અને સાધારણ મનુષ્ય એમાં સૌંદર્યનો ભાસ ઉત્પન્ન કરવામાં ફરક શો ? આનો ઉત્તર આજ કે સાધારણ મનુષ્ય પોતાની કલ્પનાશક્તિયે કરી પ્રકટ પ્રકટ સુંદર એવી વસ્તુનાં ચિત્ર પોતાની સમક્ષ રજુ કરી તદ્ભુત સુખનો અનુભવ લેશે, પરંતુ કવિની વાત તો ન્યારીજ. સાધારણ મનુષ્યને જે વસ્તુમાં સૌંદર્ય દ્રષ્ટિગોચર ન થાય તે વસ્તુમાં પણ સૌંદર્યનો ભાસ કરાવવાનું તેનામાં સામર્થ્ય છે. ઉદાહરણર્થે એકાદા સુદામાજીનું ખોખરાં હાં- લ્લાંથી ભરેલું ચાંદરડાંવાળું ઝુંપડું લ્યો. સાધારણ મનુષ્ય ને મૂળ આ ઝુંપડું સુંદરજ લાગવાનું નહિ, એટલુંજ નહિ પણ આ ઝુંપડું જોઇ પ્રથમ તો તેઓ તેની મશ્ક- રી કરવાના, પરંતુ અમારા કવિરાજની દ્રષ્ટિ તેનાપર પડી કે આ ઝુંપડું લાખોનું થઇ જાય છે. તે કવિગારૂડીની પે- ઠે પોતાની પ્રતિભા—લાકડી વતી નીતિ, ધર્મ, ભક્તિ ઇ- ત્યાદિ નાના પ્રકારની કલ્પના જડાવ પ્રમાણે બેસારી આ-

પણને તે ઝુંપડામાં મોટા રજવાડા કરતાં અધિક મનોરમતાની ઝાંખી કરાવે છે. ઉદાહરણાર્થે પ્રેમાનંદનું સુદામા ચરિત્ર લ્યો, કિંવા સાવિત્રી આખ્યાન લ્યો, કિંવા કાલિદાસનું શાકુંતલ લ્યો. સાધારણ કણ્વઋષિનો ગરીબીનો આશ્રમ તેમાંનાં કમંડળ, હરિણો વગેરે સૃષ્ટિનાં ઘણાંજ સાધારણ દ્રવ્યો. પણ તેને અમારા કવિ કુલગુરૂની કલમે એટલે સુધી મોહક બનાવી દીધેલ છે કે શાકુંતલ નાટકને ગમે તેટલીવાર વાંચીએ તોપણ તેમાંનો રસ યત્કિંચિત પણ કમી થતો નથી ! સારાંશ સાધારણ મનુષ્ય માત્ર પ્રકટ પ્રકટ સૌંદર્યનો અનુભવ લે છે, પરંતુ કવિ તો ખરેખર સૌંદર્ય ઉત્પન્ન કરે છે એમ કહેવામાં બાધ નથી

હવે આ કવિ સૌંદર્ય અને ભવ્યતા ક્યાં અને કેમ ઉત્પન્ન કરશે તેનો મૂળજ નિયમ નથી. જે બાબત આપણે હમેશ જોઇએ છીએ, જેની અંદર આપણને કદિ પણ અર્થસૌંદર્ય, કિંવા ગાંભીર્ય દ્રષ્ટિયે પડતાં નથી, તેજ બાબતને કવિ પોતાની શકિતયે કરી નીતિ કિંવા ભકિત. ઇત્યાદિ કલ્પનાએ મઢી આપણી. સમક્ષ. કંઇ ઓરજ સ્વરૂપમાં મૂકી તેના સૌંદર્યનો આપણને ભાસ કરાવી દેછે; અને પછી આંખ ઉઘડી એટલે આપણે આપણા મૂઢત્વ અને બુધ્ધિમાંદ્યને માટે કેટલાબધા લજવાઇએ છીએ !! ! કમળો ઉઘડતાં અને મીંચાતાં લાખો લોકોની દ્રષ્ટિયે હરદમ પડે છે, પણ તેમાં તેમને કંઇજ ગમત માલમ પડતી નથી. પરંતુ કવિ મહારાજની લાકડી ફરી કે તેજ કમળો કમલિની-સ્ત્રીઓ બની જાય છે; અને ચંદ્ર તેનો માત્ર પ્રકાશકજ નં દીસતાં તેની સાથે લાગલોજ કંઇક

ઑારજ સંબંધે ગોઠવાઈ જાય આપણને આશ્ચર્યમાં લીન કરી નાંખે છે. એક કવિએ કમલના 'આ સંધ્યાકાળના મીંચાવાને એવું તો નીતિ સ્વરૂપ આપ્યું છે કે "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ". એ કહેવત આપણા સાક્ષાત્ અનુભવમાં આવે છે. આ કવિને કમલનું મીંચાવું કેવું લાગ્યું છે તે જુઓ:—

ख्यातावयंसमधुपामधुकोशवत्यः
चंद्रः प्रसारित करोद्विजराजएषः ।
अस्मत्समागमकृतोऽस्यपुनर्द्वितीयो
माभूत्कलंकइतिसंकुचितानलिन्यः ॥

નલિની રૂપી સ્ત્રીઓએ પોતાનાં મસ્તકો ઢાળી કાં દીધાં? ત્યારે તેઓ મનમાં એમ કહેવા લાગી:—'અમે લોકમાં ઉઘાડે છોગે મધુપના સંગી (દારૂબાજના સંગી) અને મધુ કોશવાળા (દારૂના પીપના પીપ પાસે રાખનાર) (समधुपाःमधुकोशवत्यः એનો શબ્દાર્થ, ભ્રમરના સંગી તથા મધનો ભંડાર પાસે રાખનાર) તરીકે વગોવાઇએ છીએ અને આણીકોર બ્રાહ્મણોના ગુરૂ એવા જે ચંદ્રમા, તેમણે અમારો સ્વીકાર કરવા પોતાના કર પ્રસારેલા છે. ત્યારે હવે એને એક કલંક તો છે તેમાં અમારી સંગતિયે કરી વળી એક બીજું કલંક ન લાગે એટલા માટે અમે અમારાં મસ્તક હમણાં ઢાળી દઈએ છીએ કે જેથી એ અમારો પ્રેમ ન ભાળી પોતાની મેળે પોતાના કરો પાછા ખેંચી લેશે. હવે સાદા કમળનું મીચાવું તે કેવું અને કવિયે તેને સ્વરૂપ

આપ્યું તે કેવું? કમલિની ખરાબ સ્ત્રીઓ તો ખરી, પરંતુ ખરાબ ખરાબમાંએ ફરક છે. આપણે તો હવે ખરાબ થયા છીએ, પણ આપણી સંગતિથી બીજાં ખરાબ ન થાય આવી રૂડી ઇચ્છા તેમના અંતરમાં વાસ કરે છે અને તેમને પૂર્વપાતકનો પશ્ચાતાપ થયો છે, એમ આથી કવિયે દેખાડી આપ્યું છે. સારાંશ, જડસૃષ્ટિ પાંસે આવા નીતિ સિદ્ધાંત બોલાવી તેમાં અર્થ ગાંભીર્યનું દર્શન કરાવનાર કવિ એ પ્રતિસૃષ્ટિકર્તા છે એમ કહીએ તો તેમાં વિશેષ અતિશયોક્તિ છે એમ કોણ કહી શકનાર છે? તત્વજ્ઞાની અને કવિ, ઇમર્સનના કહેવા પ્રમાણે સાતની અંદર અનંતત્વ જુવે છે અને તેની ઝાંખી કરાવાની તેમનામાં શક્તિ છે, પરંતુ સાધારણ મનુષ્યને તો સાતનું સાતત્વ પૂરૂં દેખાવાની મારામાર ત્યાં પછી તેમાંના અનંતત્વનું જ્ઞાન તો કયાંથીજ થાય?

સૌંદર્ય બે પ્રકારનું છે. એક સ્વભાવ અથવા સૃષ્ટિ સૌંદર્ય અને બીજું કૃત્રિમ સૌંદર્ય. વનમાંના ઉત્તમ પ્રકારના દેખાવ, રૂપેરી પ્રવાહથી ભરેલ ઝરાઓ ઇત્યાદિ સૃષ્ટિ સુંદર વસ્તુ છે; અને કારીગરે તૈયાર કરેલ નાના પ્રકારના ચિત્રો તથા ઇતર પદાર્થો કૃત્રિમ સુંદર વસ્તુ છે હવે સૃષ્ટિ સુંદર કયારે દેખાય છે, અને કૃત્રિમ પદાર્થ સુંદર કયારે દેખાય છે, આ પ્રશ્ન સહજ ઉત્પન્ન થયો. તેનો ઉત્તર આ કે, સૃષ્ટિ છે તે જયારે અવલોકન કરનારને એવી લાગે કે કોઇએ ખસૂસ કરી કંઇક પણ હેતુથી તેને બનાવેલ છે—કારણ તેમાં સર્વ ભાગમાં પરસ્પર સપ્રમાણતા અને સંલગ્નતા એવી તો દ્રષ્ટિયે પડે છે કે તે સ્વાભાવિક છે

તેમ મનુષ્યને લાગેજ નહિ—ત્યારેજ તેને મનુષ્ય અતિ સુંદર છે એમ કહે છે.

કૃત્રિમ વસ્તુના સૌંદર્યની વાત આથી કેવળ ઉલટીજ છે. તેમાં એવી ખુબી દ્રષ્ટિએ પડવી જોઈએ કે તેને જોતાં આ કાંઇ કૃત્રિમ વસ્તુ નથી એમજ લાગી આવે. સૃષ્ટિ સૌંદર્યના ઉદાહરણાર્થે રાનની અંદર આપોઆપ બનેલ એકાદો લતામંડપ કિંવા પડદો લઇએ. સમક્ષ આવેલા પર્વતપર ઉતરતા ઉતરતા આવેલા ટેકરાઓ અને તેના ટોચપર ઉગી નીકલેલા ઝાડ અને આ પડદો આટલું જોયું કે એમ લાગી અવવાનુંજ કે આવી નાટકની યોજના સ્વાભાવિક રીતે ઉત્પન્ન થવી અશકય છે, કાઇએ ખસૂસ કરી એ સોઇ કરી મૂકી છે; પરંતુ એકાદા કૃત્રિમ પક્ષીનો આબેહૂબ અંદર અંદર મિલાવટ કરેલો રંગ જોયો કે પહેલાંથી ઉલટું આમ લાગી આવે છે કે આ રંગને આવી કોમળ છટા માણસ તે કેમ આપી શકે ? આ ખરેખરૂંજ પક્ષી છે. તમે કહો છો કે આતો ફલાણા ફલાણાએ બનાવેલ છે, પણ એ ગપ્પ તો અમને ફસાવવા ખાતરજ યોજેલી છે. આમ આપણે આપણા મિત્રને કહીએ છીએ અને તે પક્ષીને ઉડાવવાનો પ્રયત્ન કરી આપણી પોતાનીજ ફજેતી વ્હોરી લઇએ છીએ. સારંશ, સૃષ્ટિની અંદર ખાસ યોજનાનો પ્રાદુર્ભાવ અને કૃત્રિમ વસ્તુની અંદર તેનો પૂરો અભાવ એ આ બન્નેની અંદરનાં સૌંદર્યનાં અનુક્રમે મુખ્ય કારણો છે.

**ભવ્ય વસ્તુ એટલે શું ? એકાદા પદાર્થનો આકાર કિંવા તેની શકિત એટલાં જબર હોય કે મનુષ્ય શકિત-**

નું તેની પાસે કંઇજ ચાલે નહિ. હવે આવો પદાર્થ જો· તાંજ આપણા મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થાય છે, પરંતુ તે ભયની સાથેજ એક બીજોજ મનોવિકાર ઉ· ત્પન્ન થાય છે તે આજ કે, અગરજો આ પદાર્થની શક્તિ એટલીબધી પાર વિનાની છે તોએ તેનાથી ત્રાસી ન જવા સરખું આપણામાં કાંઇક તેજ છે. હવે આ અભિમાન· ભાવે કરી તે ભયની સાથે એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થાય છે. આવો આનંદમિશ્રભય ઉત્પન્ન કરનાર વસ્તુને આપણે ભવ્ય એવી સંજ્ઞા આપીએ છીએ.

સૌંદર્ય અને ભવ્યતા આના અર્થ વિષે ચર્ચા થઇ. હવે વસ્તુના સૌંદર્યપરથી બીજી શીવાત સુજે છે તે જોઇએ. એક તો વસ્તુનું ખરૂં સૌંદર્ય સમજવાને માટે સૃષ્ટિઅંદરનો ગૂઢ અર્થ જાણવા જેટલું બુદ્ધિ તૈક્ષણ્ય જોઇએ, અને બી- જું તે માત્ર દ્રસ્ય સૌંદર્ય ન હોઇ વાસ્તવિક સૌંદર્ય છે એ જાણવા જેટલા નીતિમત્ત્વની આવસ્યકતા છે. ત્યારે સૌં; દર્યના ખરા ભોકતા કહયા એટલે તેઓ મોટા નીતિમાન હોવાજ જોઇએ એ સ્પષ્ટજ છે. ખરા ભોકતા એમાં 'ખ· રા ' શબ્દપર વિશેષ ભાર દેવો જોઇએ; કારણ, બાહ્ય અને ક્ષણભંગુર એવા તુચ્છ નાજોનખરાંવાળા સૌંદર્યપર ભુલાવો ખાનાર નિશાચરો જગત્‌ની અંદર ઠેકઠેકાણે ઠેએ આવે છે. પરંતુવસ્તુનું અંતર્ગત અને વાસ્તવિક સૌંદર્ય ઓળખનાર અને તેની ભક્તિ કરનાર મનુષ્ય 'सन्तिसन्तःकियन्तः' અથ- વા कथमपिभुवनेऽस्मिन् तादृशाः संभवन्ति' આ કવિની ઉક્તિને ખરી પાડવા જેટલાજ સાંપડવાના. અને આટલા

માટેજ સૃષ્ટિસૌંદર્યમાં પરવરી રહેલા પરબ્રહ્મમાં લીન થએલ વર્ડસ્વર્થ, સર્વે સૃષ્ટિની અંદર દૈવિકશક્તિનાં અને તેનાં દર્શકચિન્હનાં દર્શન કરનાર ઇમર્સન, આષાઢના મેઘમાં તલ્લીન થઈ તેને દૂત કરનાર, હિમાલયની ખીણની શોભા જોઈ પાર્વતી સરખાં સર્વાંગસુંદરદેવીનું ત્યાં તપોમગ્ન અવસ્થામાં દર્શન કરાવનાર અને સૌથી છેવટે કણ્વઋષિના આશ્રમ અંદરનાં શકુન્તલા અને તેની સખીઓનો 'दुरीकृताः खलु उद्यान लता वनलताभिः' આવા પ્રકારનો દેખાવ ઉત્પન્ન કરનાર કાલિદાસ, 'गद्गदनदद्गोदावरी'ની પંચવટીની અંદરની શોભાનેપોતાના કાવ્યનો વિષય કરનાર ભવભૂતિ ઇત્યાદિ લોકોપોતાના કાવ્યે કરી પોતાના નીતિમત્વની ખાત્રી કરી આપેછે અને સકળજગત્‌ના અભિવંદનને પાત્ર થાય છે

બીજી મહત્વની વાત સૂઝે છે તે એજ કે જે અર્થે સુંદર વસ્તુનું સ્વરૂપ આપણા બુધ્ધિ દેવતાને સમજાય છે, અને જે અર્થે મનુષ્ય કરતાં ઉતરતાં કોઇ પ્રાણી તેનો ઉપભોગ કરી શકતાં નથી, તે અર્થે આમ અનુમાન કરવામાં કંઇ હરકત નથી કે આ સર્વ આપણા મનને સુખ આપવા ખાતરજ કોઇએ ખાસ યોજનાથી ઉત્પન્ન કરેલ છે; અને ઇશ્વરના અસ્તિત્વના પ્રત્યક્ષ પુરાવાના અભાવે આ માનસિક વૃત્તિથી અસ્તિત્વનું આવું અનુમાન ખાસ નીકળી શકે છે. ત્યારે સૌંદર્યની મીમાંસા એ ખરા તત્ત્વશોધકના મનમાં ઇશ્વરના અસ્તિત્વની અલ્પ એવી પણ કલ્પના ઉત્પન્ન કરાવે છે એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

## સૂચના.

બહાર ગામના છાપખાંનાવાળાઓ અને બુકસેલરોને વિનંતી કરવામા આવે છે કે અમો નિચે સહી કરનારાઓ બાવ કસી જાત મહેનતથી સારી જાતનો માલ મંગાવ્યા પ્રમાણે બ્યાજબી કમીશન લઇ મોકલાવી આપવાનું કાંમ કરિયે છીએ.

**બી. કે. મંણિયારની કંપની** બાહારકોટ

ભૂલેશ્વર અનંતવાડી આર્ય મુદ્રાલય છાપખાનુ